# વિક્રમકૃપા

વર્ષ 35 • અંક 4 • ડિસેમ્બર 2019

मैं किसको कत्ल का ईल्जाम दु जमाने में;
हर एक शख्स फरिश्ता दिखाई देता है!





# મારા પ્રભુજી મારે ઘેર મારે થઈ ગઈ લીલાલ્હેર



હાલોલમાં ઘેર-ઘેર
પ્રભુ પધરામણી,
ગુરુ પગલાની વધામણી ને
સકલ શ્રી સંઘને લાગે
આ ઘડી રળિયામણી!



# વિક્રમકૃપા

વર્ષ 35 • અંક 4 • ડિસેમ્બર 2019


ગતાંકથી ચાલુ...

મોતીયો ઝાંખુ દેખાડે
પીલીયો પીળું બતાડે
મિથ્યાત્વ ઊંધુ સુઝાડે
મોતીયો ને પીલીયો આવું દેખાડે-બતાડે
તો'ય માણસ સમજ ધરાવે કે
સામે એવું નથી.
જ્યારે મિથ્યાત્વ સુઝ ને સમજને જ
ગોટે ચઢાવે, આડે પાટે ને
અવળે રવાડે ચઢાવે છે.
જેથી વિદ્વત્ શિરોમણી ને
ધર્મના, ઘરના, સમાજના અગ્રણી
ખોટી વિચારસરણી ને
વિપરીત દિશાભણી
દોટ મૂકતા હોય છે.
અને આ આંધળી દોટ સરવાળે
ખોટ ને ગહેરી ચોટ આપી જાય છે.
શાસ્ત્રો તો ત્યાં સુધી લખે છે કે
મિથ્યાત્વની હાજરીમાં
પુણ્યોદય પણ સરવાળે
મારક બનતો હોય છે.
જેમ સર્પને મળેલું દૂધ ઝેર રૂપે
પરિણમે તેમ.

રોગી જીવ માટે દૂધ પણ અપથ્ય
બનતું હોય છે. એમાં દૂધનો
શો દોષ?
દોષ તો એ પાત્રતાનો જ છે.
મિથ્યાત્વ એ મહારોગ છે.
જેમાં શ્રેષ્ઠ પણ કનિષ્ટ ને
અનિષ્ટનું નિમિત્ત બને છે.
મિથ્યાત્વદશા આત્માનું કેટલું
નુકસાન કરે છે, એ કેટલી
ભયંકર છે, એ વર્ણવતા
મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મ.જે
સ્વરચિત ૧૮ પાપસ્થાનકની સજ્ઝાયમાં
દશ ઉપમાઓ આપી છે.
વાંચતા મિથ્યાત્વની ભયાનકતાઓ
સ્પષ્ટ થઈ જશે.

- એ પરમ રોગ છે.

ડાયાબિટીશ, કેન્સર ને ડાયાલીશીસ
ઉપચારથી મટી શકે, ને
આ ભવ પૂરતા હેરાન કરે-મારે,
જ્યારે મિથ્યાત્વ ભવોના ભવો...

- એ મહાઅંધકાર છે.

પેલો અંધકાર વસ્તુઓને, વ્યક્તિને,
વસ્તીને નહીં જોવા દે, જ્યારે મિથ્યાત્વ
સત્ય-અસત્ય, સાધક-બાધકને
નહિ સમજવા દે, નહિ જોવા દે.

❁ એ પરમશત્રુ છે.

જગતનો શત્રુ એકવાર મારશે બસ,

જ્યારે મિથ્યાત્વ તો ભવોભવ મારશે ને દુર્ગતિમાં નાખશે.

❁ એ પરમ શસ્ત્ર છે.

દુનિયામાં કોઈ પણ શસ્ત્રોની લિમિટ માત્ર દેહ સુધી,

બહુ બહુ તો દ્રવ્યપ્રાણ સુધી, જ્યારે મિથ્યાત્વ ભાવપ્રાણનો નાશ કરે.

❁ એ પરમ નરકદ્વાર છે.

આ મિથ્યાત્વ જીવને આર્ત-રૌદ્રધ્યાયાની બનાવી નરકના દ્વારે મૂકી દે ને

હારે નરકવાસી'ય બનાવી દે.

❁ એ પરમ દૌર્ભાગ્ય છે.

દૌર્ભાગ્ય કર્મના ઉદયે જીવ બધાને અળખામણો લાગે છે.

ઘણું કરવા છતાં, ઘસાવા છતાં, એ સાચો હોવા છતાં લોકપ્રિય નહિ બને.

જ્યારે મિથ્યાત્વના ઉદયે આત્માર્થી જીવોને પણ એ રૂચશે નહિ.

સજ્જનોને પણ એની ઉપર હેત નહિ ઊભરાય.

એ સજ્જનોમાં પણ ઉપાસ્ય નહિ બને.

❁ એ પરમ દરિદ્ર છે.

સંસારમાં દરિદ્ર જેમ ધનવંચિત રહે, એમ મિથ્યાત્વ આત્માને ગુણોથી

વંચિત રાખે છે. એ ક્યારેય પૂર્ણગુણી નહિ બને.

❁ એ પરમ સંકટ છે.

જીવના, સંસારી જીવનના સંકટ એને ઝંઝટમાં નાખે છે અને

એનું જીવન મુશ્કેલ બને છે, દુઃખી બને છે, એમ...

મિથ્યાત્વ જીવને દુર્ગતિઓમાં દુઃખોની રખડપટ્ટીમાં ફરતો રાખે છે,

સંસારસાગર તરવો અશક્ય બનાવે છે.

❁ એ પરમ કંતાર છે.

મિથ્યાત્વ એ ગાઢ-ભયંકર-ભયાવહ જંગલ છે. જંગલમાં ભૂલો પડેલો જેમ

ભટક્યા કરે ચારે તરફ ને થાકે, દુઃખી થાય, ફર્યા કરે, એમ જીવ

રોગી જીવ માટે દૂધ પણ અપથ્ય
બનતું હોય છે. એમાં દૂધનો
શો દોષ?
દોષ તો એ પાત્રતાનો જ છે.
મિથ્યાત્વ એ મહારોગ છે.
જેમાં શ્રેષ્ઠ પણ કનિષ્ટ ને
અનિષ્ટનું નિમિત્ત બને છે.
મિથ્યાત્વદશા આત્માનું કેટલું
નુકસાન કરે છે, એ કેટલી
ભયંકર છે, એ વર્ણવતા
મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મ.જે
સ્વરચિત ૧૮ પાપસ્થાનકની સજ્ઝાયમાં
દશ ઉપમાઓ આપી છે.
વાંચતા મિથ્યાત્વની ભયાનકતાઓ
સ્પષ્ટ થઈ જશે.

- એ પરમ રોગ છે.

ડાયાબિટીશ, કેન્સર ને ડાયાલીશીસ
ઉપચારથી મટી શકે, ને
આ ભવ પૂરતા હેરાન કરે-મારે,
જ્યારે મિથ્યાત્વ ભવોના ભવો...

- એ મહાઅંધકાર છે.

પેલો અંધકાર વસ્તુઓને, વ્યક્તિને,
વસ્તીને નહીં જોવા દે, જ્યારે મિથ્યાત્વ
સત્ય-અસત્ય, સાધક-બાધકને
નહિ સમજવા દે, નહિ જોવા દે.

❁ એ પરમશત્રુ છે.

જગતનો શત્રુ એકવાર મારશે બસ,

જ્યારે મિથ્યાત્વ તો ભવોભવ મારશે ને દુર્ગતિમાં નાખશે.

❁ એ પરમ શસ્ત્ર છે.

દુનિયામાં કોઈ પણ શસ્ત્રોની લિમિટ માત્ર દેહ સુધી,

બહુ બહુ તો દ્રવ્યપ્રાણ સુધી, જ્યારે મિથ્યાત્વ ભાવપ્રાણનો નાશ કરે.

❁ એ પરમ નરકદ્વાર છે.

આ મિથ્યાત્વ જીવને આર્ત-રૌદ્રધાયાની બનાવી નરકના દ્વારે મૂકી દે ને

હારે નરકવાસી'ય બનાવી દે.

❁ એ પરમ દૌર્ભાગ્ય છે.

દૌર્ભાગ્ય કર્મના ઉદયે જીવ બધાને અળખામણો લાગે છે.

ઘણું કરવા છતાં, ઘસાવા છતાં, એ સાચો હોવા છતાં લોકપ્રિય નહિ બને.

જ્યારે મિથ્યાત્વના ઉદયે આત્માર્થી જીવોને પણ એ રૂચશે નહિ.

સજ્જનોને પણ એની ઉપર હેત નહિ ઊભરાય.

એ સજ્જનોમાં પણ ઉપાસ્ય નહિ બને.

❁ એ પરમ દરિદ્ર છે.

સંસારમાં દરિદ્ર જેમ ધનવંચિત રહે, એમ મિથ્યાત્વ આત્માને ગુણોથી

વંચિત રાખે છે. એ ક્યારેય પૂર્ણગુણી નહિ બને.

❁ એ પરમ સંકટ છે.

જીવના, સંસારી જીવનના સંકટ એને ઝંઝટમાં નાખે છે અને

એનું જીવન મુશ્કેલ બને છે, દુઃખી બને છે, એમ...

મિથ્યાત્વ જીવને દુર્ગતિઓમાં દુઃખોની રખડપટ્ટીમાં ફરતો રાખે છે,

સંસારસાગર તરવો અશક્ય બનાવે છે.

❁ એ પરમ કંતાર છે.

મિથ્યાત્વ એ ગાઢ-ભયંકર-ભયાવહ જંગલ છે. જંગલમાં ભૂલો પડેલો જેમ

ભટક્યા કરે ચારે તરફ ને થાકે, દુઃખી થાય, ફર્યા કરે, એમ જીવ

મિથ્યાત્વના ઉદયે ચારે ગતિરૂપ સંસારમાં રખડ્યા કરે ને ભટક્યા કરે ને દુઃખી થયા કરે, આત્મકલ્યાણની કેડી એને દીસે નહિ સુઝે નહિ.

❁ એ પરમ દુર્ભિક્ષ છે.

એ છપ્પનીયો દુકાળ છે, ભારી દુકાળ છે.

દુકાળમાં માણસ ભૂખ્યો ભટકે ને કારમા ભૂખના દુઃખને વેઠે,

તો મિથ્યાત્વના ઉદયે જીવને સુખનો, આત્મસુખનો

સદા દુકાળ રહે છે, એ ભયંકર દુઃખોમાં સબડે છે.

આવા સંસારમાં સતત ભટકતા રાખનાર

મિથ્યાત્વને જીવ છોડશે નહિ ત્યાં સુધી

સાચુ આત્મસુખ એ નહિ જ પામી શકે,

એમ પૂ.મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મ.જે

સ્પષ્ટપણે ને સારરૂપે જણાવી દીધું છે.

મિથ્યાત્વને અપાયેલી આ બધી ઉપમાઓથી જેનું હૈયું દ્રવે, ભય પામે, વિચારે, તે જ આ મિથ્યાત્વથી છૂટી શકે બાકી...

નાગપાશ કરતા ભયંકર છે મિથ્યાત્વપાશ.

નાગપાશમાં બંધાયેલો એમાંથી છુટવા પ્રયત્નો કરે જ,

જ્યારે મિથ્યાત્વપાશમાં બંધાયેલો એમાં આનંદ માણે.

સમજાવા જનારને'ય ક્યારેક અપમાનિત ને તિરસ્કૃત કરી દે.

આ મિથ્યાત્વને ઓળખવા માટે શાસ્ત્રમાં

૨૧ પ્રકાર એટલે કે મિથ્યાત્વના ૨૧ ભેદ બતાવ્યા છે.

જેથી જીવની બુરી હાલત કરનારા મિથ્યાત્વને

પૂરી રીતે જીવ સમજી શકે.

આ ૨૧ પ્રકારનું જ્ઞાન પણ અદ્ભૂત સૂક્ષ્મ છે

અને કમાલ છે.

સાથે મિથ્યાત્વ કઈ-કઈ રીતે, ક્યાં-ક્યાં...

ધમાલ કરીને જીવને બેહાલ બનાવી,
એને કંગાલ બનાવી, એના
હાલ હવાલ કેવા કરી દે છે,
એને માટે એક જ વાક્ય બસ થઈ પડે કે,
એને નિગોદમાં મોકલી એની ચેતનાને
સાવ ખતમ જેવી કરી એને જડ જેવો બનાવી દે,
બુદ્ધુ બનાવી દે.

માત્ર અલ્પ ચેતના-અનંતમો ભાગ બચે. નહિ તો એ જડ બની જાય.

દેવવંદનમાલામાં વિજયલક્ષ્મીસૂરિ મ.જે પંક્તિ લખી છે.

ભાગ અક્ષરનો રે, અનંતમો ઉઘાડો રહે,
એય જો અવરાઈ જાત, તો જીવ જડ બની જાત!

જીવમાં વિકાસની સંભાવના હોય, જડમાં માત્ર વિનાશ જ.

આ મિથ્યાત્વના ૨૧ ભેદના અજાણ

આપણે'ય ક્યારેક ધર્મની ઓથે, ધર્મના રૂપે ને ધર્મની માન્યતાના કે સમકિતના નામે મિથ્યાત્વની બોર્ડર ક્રોસ કરી જતા હોઈએ છીએ.

જડ ક્રિયાના નામે, આડંબરને નામે, ક્યારેક ધ્યાનને નામે આપણે માર્ગથી વિપરીત પ્રરૂપણા, આચરણા, ચર્ચા વિચારણા કરી કરીને અજાણતા-અનિચ્છાએ અરિહંતના માર્ગનો અપલાપ કરી દેતા હોઈએ છીએ.

માટે જ પ્રભુની અવિચ્છિન્ન પરંપરામાં
જે ગુરુપરંપરા આવી હોય,
એવી ગીતાર્થ ભવભીરૂ ગુરુપરંપરાને
કોઈપણ ભોગે, કોઈપણ સંયોગે કે
કોઈના પણ સંપર્કે ત્યજવી નહીં.
વિશેષ વિવેચન કરતા
મિથ્યાત્વના ૨૧ ભેદોને વિચારી જઈએ.

૧) ધર્મમાં અધર્મસંજ્ઞા

ધર્મની અંદર અધર્મની બુદ્ધિ ધરવી.

ધર્મના બે પ્રકાર, ક્રિયામાર્ગ અને જ્ઞાનમાર્ગ.

ક્રિયામાર્ગ શુભ પ્રવૃત્તિ ને જ્ઞાનમાર્ગ શુદ્ધ પરિણતિ.

ક્રિયામાર્ગમાં પ્રવૃત્તિ

આત્માને તપમાં, ત્યાગમાં, આરાધનામાં જોડે,

બાહ્ય પરિબળોથી દૂર રાખે છે.

જ્ઞાનમાર્ગ

ચિત્તની ચંચલતાને, વક્રતાને, રાગાદિભાવોને તોડે, દૃષ્ટિ ઉઘાડે,

નિર્લેપદશા-નિઃસ્પૃહદશા-નિર્વિકલ્પદશા-નિજાનંદીદશા-નિર્મળદશા

આપે છે.

આ બે પ્રકારની ધર્મસંજ્ઞા છે. એમાં મિથ્યાત્વનો ઉદય થાય

ત્યારે જીવ ક્રિયાને આડંબર કહે, ઘેલછા કહે, જડ કહે.

ધર્મને અધર્મ કહેવારૂપ આ ક્રિયાની અવગણના એનું નામ મિથ્યાત્વ.

૨) અધર્મમાં ધર્મસંજ્ઞા

બલીપ્રથા, ભોગ-હિંસા, જનસેવા એ જ પ્રભુસેવા

એવા વિકલ્પો, હિંસાપ્રધાન ક્રિયાઓને ધર્મ માનવો,

સાંસારિક કાર્યો જે રાગવૃત્તિના છે તેને ધર્મ માનવો,

મેરેજ બ્યુરો ચલાવવા, ધર્મથી અજ્ઞાન જીવો

માત્ર ઉપરછલ્લુ જોઈ એને ધર્મ કહી દે છે.

પાપની વૃદ્ધિ કરી દુર્ગતિમાં લઈ જનારી

કોઈપણ ક્રિયાને ધર્મ કહેવો તે મિથ્યાત્વ છે.

ધર્મ તો એનું નામ

।। दुर्गते पततात् जीवान् धारयतीति धर्मः ।।

પાપ વધારનારી ક્રિયામાં ધર્મબુદ્ધિ, તે અધર્મમાં ધર્મસંજ્ઞા.

### ૩) માર્ગમાં ઉન્માર્ગબુદ્ધિ

પાપોને છોડીને, અકાર્યોને છોડીને સત્કાર્યમાં મન પરોવવું ને આશ્રવને છોડીને સંવરનું સેવન કરવું તે માર્ગ છે.

પણ, એના બદલે
શાસ્ત્રોના મનઘડંત અર્થો કરી ઊંધા ચાલવું,
હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહને માર્ગ માનવો,
એને લોકોમાં ફેલાવવો
તે માર્ગમાં ઉન્માર્ગબુદ્ધિ, મિથ્યાત્વ છે.

### ૪) ઉન્માર્ગમાં માર્ગબુદ્ધિ

કુદેવ-કુગુરુ-કુધર્મને ઉપાદેય માનવા-કહેવા,
ચાર સંજ્ઞાઓથી પ્રેરાઈ કરાતા ધર્મને માર્ગ કહેવો,
જૂઠું બોલવું જરુરી છે, ક્રોધ અમુક સમયે જરુરી, આ બધું માનવું,
આગમસૂત્રોના મનમાન્યા અર્થો કરવા,
આ જમાનામાં જૂઠું બોલ્યા વગર ચાલે નહીં,
જેવાની સાથે તેવા થઈએ તો જ ગામ વચ્ચે રહીએ..
આવી બધી કલ્પના-માન્યતા ઉન્માર્ગમાં માર્ગબુદ્ધિ.

### ૫) સાધુમાં અસાધુબુદ્ધિ

પાંચ મહાવ્રતનું પાલન કરતા હોય, ષટ્કાયની રક્ષામાં ઉદ્યત હોય, અષ્ટપ્રવચનમાતાનું પાલન કરે, ૨૭ ગુણોના ધારક એવા સાધુને અસાધુ માનવા એ મિથ્યાત્વ છે.

જે લોકો માત્ર સમુદાયને જ સાધુતાનો પર્યાય માને છે અને બીજાને અવગણે છે, અનુમોદન કે વંદન ન કરે, તેનો મિથ્યાત્વના આ ભેદમાં સમાવેશ કરાય કે નહીં, તે વિચારકોએ વિચારવા જેવું છે.

મિથ્યાત્વ દેશ કે વેષ સાપેક્ષ નથી રહ્યું કે સમુદાયાધીન નથી રહ્યું.
એ તો ચિત્તની વહેતી ધારા પર ડીપેન્ડ છે.
ધારાને અવગણી દોડનારા અંધારામાં છે.
ઊંડા અંધારેથી, પ્રભુ પરમ સત્ય સમીપે તું લઈ જા.

૬) અસાધુતામાં સાધુબુદ્ધિ

જે વ્રતો અને મહાવ્રતોની ઉપેક્ષા કરે,
આરંભ-સમારંભે શૂરા ને પરિગ્રહે પૂરા,
રાગાધીનપણે મંત્ર તંત્રાદિ કરે,
સાંસારિક ને સાવદ્ય કાર્યોનો જરા'ય છોછ ન હોય,
ભક્ત માટે ભગવાનની આજ્ઞાને અવગણે,
તેને સાધુ માનવા તે અસાધુમાં સાધુની બુદ્ધિ
નામનો મિથ્યાત્વ પ્રકાર છે.
ઘણીવાર મતાગ્રહ, વ્યક્તિરાગ, કે મતલબ(સ્વાર્થ),
અસાધુમાં સાધુની બુદ્ધિ કરાવી જાય છે.

૭) જીવમાં અજીવબુદ્ધિ

જેને શાસ્ત્રોએ જીવ કહ્યા છે, માટી-પંખા-લાઈટ, અગ્નિ-પૃથ્વી-વાયુ આદિને
જીવ ન માનવા ને એનો હીચકીચાહટ વગર ઉપયોગ કરવો અને તે'ય
કોઈ જાતના થડકારા વગર. એમાં હિંસા શેની? એવો વિકલ્પ કરવો,
આ જીવમાં અજીવબુદ્ધિ નામનું મિથ્યાત્વ.

૮) અજીવમાં જીવબુદ્ધિ

દેહમાં આત્મબુદ્ધિ ને પુદ્ગલમાં સુખબુદ્ધિ એ મિથ્યાત્વની જડ છે.
પૌદ્ગલિક નુકશાનમાં આત્મનુકસાન માનવું તે મિથ્યાત્વ.
અજીવને જીવ માનવો, દેહાધ્યાસમાં ડૂબી જવું આ મિથ્યાત્વ છે.

૯) મૂર્તમાં અમૂર્તબુદ્ધિ

દ્રવ્ય-વર્ણ-ગંધ-રસ-સ્પર્શથી યુક્ત પુદ્ગલ છે, માટે તેને મૂર્ત કહેવાય. પણ દૃષ્ટિગોચર નથી થતું, માટે તે અમૂર્ત છે. આ માનવું તે મિથ્યાત્વ છે. પરમાણુ આદિ અતિ સૂક્ષ્મ હોવાથી નજરે ન દેખાય, એટલા માત્રથી અમૂર્તની કલ્પના તે મિથ્યાત્વ છે.

૧૦) અમૂર્તમાં મૂર્તબુદ્ધિ

આકાશ રંગ રહિત છે, એટલે અમૂર્ત છે. પણ, નીલગગન આસમાની આકાશ, પીલુ આકાશ આદિ જોવું, જાણવું ને બોલવું આવી ઔપચારિક વાતોને તાત્ત્વિક વાતો માની લેવી ને તે પ્રમાણે પ્રરૂપણા કરવી તે મિથ્યાત્વ છે.

મિથ્યાત્વના આ દશ પ્રકારોની અણસમજ ઘણીવાર
આપણને ગેરસમજની ગલીઓમાં ભટકાવી દે છે. અને
આ ગલી અતુલબલીનો બલી લઈ લે છે.

મિથ્યાત્વની માયાજાલ
ભલભલાને'ય ભટકાવી દે છે.
ભૂલભૂલામણીમાં ફસાવી દે છે.

સિદ્ધર્ષિ જેવા પ્રકાંડ જ્ઞાની, ૨૧-૨૧ વાર જિનદર્શનથી બૌદ્ધદર્શનનો ફેરો ફર્યા, તે આ મિથ્યાત્વને જ આભારી હતું.

મિથ્યાત્વને પૂરેપૂરું ઓળખવું કઠિન છે.

હજુ, બીજા મિથ્યાત્વના વધુ ૫ ભેદ.

અભિગ્રહિક-અનભિગ્રહિક-અભિનિવેશિક-સાંશયિક-અનાભોગ મિથ્યાત્વ.

૧) અભિગ્રહિક મિથ્યાત્વ

અસહિષ્ણુપણુ, બીજાની વાતોને કે બીજાના વિચારોને કે એને જૂઠા માનવા, પોતે જે માન્યું તે જ સાચું છે ને છોડવું નહીં, આવી એકાંત દૃષ્ટિ એ અભિગ્રહિક મિથ્યાત્વ છે.

૨) અનભિગ્રહિક મિથ્યાત્વ

સર્વધર્મસમભાવ, ગોળ અને ખોળ, હીરા ને પથ્થર બન્નેને સરખા માનવા, એ આ મિથ્યાત્વના ઉદયે બને છે. બધા જ દેવો સરખા, બધા જ સાધુઓ સરખા, આ અજ્ઞાનતા છે.

બધા માટે સદ્ભાવ હોવો જરૂરી, પણ સમભાવ નહીં. એક સ્ત્રી માટે બધા પુરુષ સરખા, તો કદાચ એ કુલટા કહેવાશે. વાત કડક છે, પણ સાચી છે, ને ખૂબ સમજપૂર્વક વિશ્લેષણ કરવું. કસોટી વગર સોનું જો ન લેવાય, તો ધર્મોની બાબતમાં ઉપેક્ષાબુદ્ધિ ન કરવી. હંમેશા દેવ-ગુરુ-ધર્મ પરીક્ષા કરીને, સમીક્ષા કરીને, કસોટી કરીને માનવા, જેથી ખોટી દિશામાં ન ચાલ્યા જઈએ.

૩) અભિનિવેશિક મિથ્યાત્વ

જ્ઞાનાવરણીયના ઉદયે અજ્ઞાનદશામાં કે અહંકારદશાથી જે વાત માની લીધી કે બોલાઈ ગઈ એ વાતને પછી સમજવા છતાં'ય છોડે નહીં, ઉપરથી એને સાચી ઠેરવવા અસત્યનો'ય કે પ્રભુ આજ્ઞાનો'ય જે છેડો ફાડી દે ને સાચી જ છે મારી વાત, આવું જીવનું અહંકારભર્યું વલણ, એ આ મિથ્યાત્વને આભારી છે. ગોષ્ઠામાહિલ કે જમાલી આનો જ ભોગ બન્યા હતા.

૪) સાંશયિક મિથ્યાત્વ

પ્રભુવચનમાં શંકા, પ્રભુ પ્રવચનમાં શંકા, પ્રભુ નિરૂપણમાં શંકા, ને... છેલ્લે પ્રભુ પર શંકા. આમાં બે ભેદ વિવક્ષિત છે. દેશ સાંશયિક ને સર્વ સાંશયિક. મૂલ ભેદમાં શંકા તે સર્વ સાંશયિક. એક ધ્યાનમાં રાખવા જેવી વાત, જિજ્ઞાસા અને શંકા બંન્નેનો ભેદ સ્પષ્ટ કરી લેવો. મને સમજાતું નથી, આનો ખુલાસો ગીતાર્થ ગુરુ પાસે મેળવી પૂર્ણ સમાધાન સાથે મેળવવો, આ જાણવાની ઈચ્છા એનું નામ જિજ્ઞાસા છે. જે મિથ્યાત્વ નથી, દોષ નથી, ગુણ છે!

૫) અનાભોગ મિથ્યાત્વ

અવ્યક્ત એકેન્દ્રિયાદિ અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવોમાં વર્તે છે, તેનું અજાણપણુ તે અનાભોગ મિથ્યાત્વ છે. આ પાંચ ભેદો શાસ્ત્રોક્ત છે. પણ, આના અજ્ઞાનપણાના લીધે બહુધા રોજીંદા ધર્મ કરનાર પણ આ મિથ્યાત્વનો ભોગ બને છે.

એટલે જ, ધર્મક્રિયા કરનારાઓએ થોડોકે'ય સમય કાઢી જ્ઞાન મેળવવું જરુરી. જેથી ક્યાંક ધર્મના નામે અધર્મ પોષાઈ ના જાય કે સેવાઈ ના જાય. હવે જે છ ભેદ-છ પ્રકાર મિથ્યાત્વના મહામહોપાધ્યાય શ્રી યશોવિ.મ.જે લખ્યા છે તે ખૂબ જ જાણવા યોગ્ય છે, જરુરી છે. એકવાર કહીયે તો ખોટુ નથી કે, એ જાણવા અનિવાર્ય છે.

મોટે ભાગના જીવો આમાં ગફલત કરે છે.

અને ગલત માર્ગે ફંટાઈ જાય છે.

આ છ પ્રકારને વિસ્તારથી લખવા જતા આખુ પુસ્તક ઓછું પડે. એટલે માત્ર નામોલેખ ને થોડીક જ વિવેચના લખશું. એ છ ભેદના નામ છે,

લૌકિક દેવગત મિથ્યાત્વ

લોકોત્તર દેવગત મિથ્યાત્વ

લૌકિક ગુરુગત મિથ્યાત્વ

લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ

લૌકિક પર્વગત મિથ્યાત્વ

લોકોત્તર પર્વગત મિથ્યાત્વ

આ છ ભેદને થોડાક સમજીએ.

૧) લૌકિક દેવગત મિથ્યાત્વ

જે દેવો ક્રોધી અને કામી હોય છતાં દિવ્યશક્તિઓથી ભક્તોનું કામ કરે, એમને આત્મકલ્યાણાર્થે પૂજવા, એમની સેવાભક્તિ કરવી તે લૌકિક દેવગત મિથ્યાત્વ.

૨) લોકોત્તર દેવગત મિથ્યાત્વ

સકલ કર્મનો ક્ષય કરી શુદ્ધાત્મદશાને પામેલા ૧૮ દોષનો મૂલથી ઉચ્છેદ કરનારા વીતરાગ પરમાત્માને આત્મકલ્યાણ માટે, મોક્ષ માટે ભજવાના હોય છે, એને બદલે આર્તધ્યાનથી ઐહિક-ભૌતિક ને પારલૌકિક સુખો માટે અરિહંતને ભજવા તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ.

૩) લૌકિક ગુરુગત મિથ્યાત્વ

જે પાપમાર્ગે લઈ જાય, અર્થ અને કામની વાતોમાં સહાય કરે, આરંભ ને પરિગ્રહમાં ડૂબેલા હોય, એવાને ગુરુ માનવા ને એમનું માનવું ને સેવવા આત્મકલ્યાણની ઈચ્છાથી, તે લૌકિક ગુરુગત મિથ્યાત્વ.

૪) લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ

કંચન-કામિનીના ત્યાગી, એ જ સાચા વૈરાગી. સહજાત્મ દશામાં વર્તતા ને પંચમહાવ્રતધારી વિરક્ત મહાત્માને સુખ, સંપત્તિ, સંતાન ને સિદ્ધિ માટે માનવા, પૂજવા, વધુમાં પ્રશંસવા ને માત્ર વેષધારીને ગુરુ માનવા ને ભક્તિ કરવી, તે લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ.

૫) લૌકિક પર્વગત મિથ્યાત્વ

જે પર્વની પાછળ આત્મલક્ષિતા ન હોય, જે ઊજવવા પાછળ વ્યસનો-વાસનાઓ ને કામનાઓ જ મુખ્ય બની જતી હોય, ને જે પર્વો નિરંકુશ બની ચાલે ને સંસ્કૃતિ માટે, પરિવાર માટે કે પોતાના માટે જોખમી સાબિત થાય છે તે પર્વને માનવા ને ઊજવવા...
બાકી... કેવા પાક્યા છે આ દેશમાં!!! જન્માષ્ટમીને જુગારથી, રામનવમીને ભાંગથી, મા અંબાની નવરાત્રિને રંભાની રાત્રિ બનાવવી, હોળી-બળેવ-રાંધણ છઠ્ઠ-શીતળા સાતમ, અધ્યાત્મશૂન્ય પર્વોને ઊજવવા, તે લૌકિક પર્વગત મિથ્યાત્વ છે.

૬) લોકોત્તર પર્વગત મિથ્યાત્વ

પર્યુષણ મહાપર્વ-જ્ઞાનપંચમી-મૌન એકાદશી-તીર્થંકરોના કલ્યાણકો-સંવત્સરી આદિ બધા જ પર્વો, રત્નત્રયીની આરાધનાથી, સંવરને ભજીને આશ્રવને તજીને ઊજવાય, એના બદલે સંસાર સુખ અર્થે ઊજવીએ, એના બદલે સંસારના સુખની આકાંક્ષાથી મોજમજાની વાંછાથી જેમ કે... દિવાળીમાં ફટાકડા ફોડીને, ખાજા-ઘૂઘરા ને લાપશી જમાવીને ઊજવે, તો એ લોકોત્તર પર્વગત મિથ્યાત્વ છે.

કેટલી બધી સ્પષ્ટ મિથ્યાત્વની સમજણ પ્રભુએ આપી છે.

આ સમજણ પછી'ય જો જીવ ગાંડપણ કરે, તો એ શાણો ભલે કહેવાતો હોય, પણ એ શાણપણ વગરનો છે.

આ ૬ ભેદો ધાર્મિક જીવન જીવનારા આસ્તિકજનો માટે ખૂબ જ ઉપયોગી બની રહે એવા છે.

એમાં'ય પાછલા ત્રણ ભેદ ધાર્મિક કહેવાતા માણસો પણ સેવી દે છે. તેથી આ ભેદ જાણવા હજુ મિથ્યાત્વના બીજા પણ ૪ પ્રકાર જાણવા જેવા છે ને ત્યજવા જેવા છે.

એ ૪ પ્રકારના નામ છે,

પ્રરૂપણા-પ્રવર્તન-પરિણામ-પ્રદેશ - મિથ્યાત્વ.

૧) પ્રરૂપણા મિથ્યાત્વ

જીનાગમમાં જે ચાર પુરુષાર્થ ધર્મ-અર્થ-કામ ને મોક્ષ બતાવ્યા છે, એ પુરુષાર્થનું સ્વરૂપ જેવી રીતે અર્થ પુરુષાર્થ, ધર્મ પુરુષાર્થને બાધક ન બનવો જોઈએ અને કામ પુરુષાર્થ મોક્ષ પુરુષાર્થ માટે બાધક ન બનવો જોઈએ. આ જે સાધ્ય-સાધક ને બાધકની વિવેચના, પ્રરૂપણા છે, તેનાથી વિપરીત પ્રરૂપણા કરવી તે પ્રરૂપણા મિથ્યાત્વ છે.

૨) પ્રવર્તન મિથ્યાત્વ

લૌકિક અને લોકોત્તર જે ૬ પ્રકારના મિથ્યાત્વ છે, એમાંથી કોઈનું પણ સેવન કરવું કે કોઈને કરવા પ્રેરણા કરવી ને કરાવવું, તે પ્રવર્તન મિથ્યાત્વ છે.

૩) પરિણામ મિથ્યાત્વ

મનની ભૂમિ પર એકાંતવાદનો કબ્જો હોય ને વિચારણા એકાંતવાદને અનુસરતી હોય ને સંસારના સુખનો રાગ ગાઢ હોય ને આસક્તિભર્યું મન બન્યું હોય તે પરિણામ મિથ્યાત્વ.

૪) પ્રદેશ મિથ્યાત્વ

જ્યાં સુધી આત્મપ્રદેશો પર મિથ્યાત્વ મોહના પ્રદેશોનો ઉદય અને સત્તા અખંડ જામેલી છે, એનું નિવારણ ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ જ છે. એ ન થાય ત્યાં સુધી પ્રદેશ મિથ્યાત્વ ચાલુ જ છે. આનું નામ પ્રદેશ મિથ્યાત્વ કહેવાય છે. આ મિથ્યાત્વ અમૃતને ગરલમાં ફેરવી દેવાની તાકાત ધરાવે છે. મોક્ષદાયક અમૃત અનુષ્ઠાનોને વિષ અનુષ્ઠાનની કોટિમાં મૂકી દેવાની તાકાત આ મિથ્યાત્વ ધરાવે છે, માટે જ સૌપ્રથમ મિથ્યાત્વને દૂર કરવું જરુરી છે...

જ્યાં સુધી મિથ્યાત્વની હાજરી છે ત્યાં સુધી જીવનું કલ્યાણ અશક્ય પ્રાયઃ છે. આ મિથ્યાત્વદશામાં વર્તતા જીવનું મોહઘેલું વર્ણન પૂ.ઉપાધ્યાયજી મ.જે અજબ ખૂબી સાથે આપ્યું છે.

આપ પ્રશંસે પરગુણ ન ઓળખે, ન વરે ગુણનો રે લેશ;
તે જિનવાણી રે નવિ શ્રવણે સુણે, દીએ મિથ્યા ઉપદેશ.

મિથ્યાત્વદશામાં વર્તતા જીવને સ્વપ્રશંસા ખૂબ ગમે, પરગુણને સ્વીકારે કે ઓળખે નહીં. એને જિનવાણીમાં રસ ન પડે. હંમેશા ઉન્માર્ગનો સ્વીકાર ને પ્રચાર કરતો હોય. એટલે જ, આ મિથ્યાત્વ ગુણસ્થાનક સર્વગુણનું રોધક-ઘાતક ને બાધક હોઈ, આ ૨૧-૪ પ્રકારને બરાબર જાણી પિછાણી આતમ નાણી બની પરંપરાએ કેવલનાણી બનવા સુધી પહોંચીયે.




શબરીને ઘેર રામ પધાર્યા
હતી તો એ ક્ષણજીવી ક્ષણ,
પણ.. ઈતિહાસના પાને
આજે'ય ચિરંજીવી બની
વસે છે, શ્વસે છે, હસે છે..
જો કે આ તો શબરીના એક ઘરની ક્ષણની વાત છે, પણ..
હાલોલમાં તો ઘર-ઘરમાં આવી ક્ષણ!
આજે'ય અજર ને અમર તપે છે, ધબકે છે, મહેંકે છે ને ઝલકે છે.
એ હજારોપરાંત શબરી નહીં, પણ શ્રાવિકાઓના ને શ્રાવકોના
ઊગતા સૂરજની શાખે, અન્તઃસ્થલીય નાદ હતો...
મારા પ્રભુજી મારે ઘેર, મારે થઈ ગઈ લીલાલહેર.

૨૪-૨૪ તીર્થંકર પરમાત્માની તે-તે વર્ણની કિંમતી રત્નપ્રતિમાઓ જ્યારે એક એક ઘરોમાં આરસ આદિના મંદિરો નિર્માણ કરી વાજતે-ગાજતે-બનાવેલી સુંદર નાજુક શિબીકામાં લઈ ગીતો ને નૃત્યો સાથે હરખ વરસતી આંખો સાથે ગૃહમંદિરમાં સ્થાપિત-બિરાજમાન કરવામાં આવી હતી, ત્યારે સોના-ચાંદી ને મોતીઓથી પ્રભુને આવકારવામાં ને પધરાવવામાં આવ્યા હતા.

હાલોલમાં થયેલા અપૂર્વ ૨૪ તીર્થંકર તપમાં તે-તે પ્રભુની વિદ્યા અનુષ્ઠાન દ્વારા આ પ્રભુને પૂજવામાં આવ્યા હતા. મિનિ અંજનશલાકા જેવા વિધાનથી ૧૮ અભિષેક કરવામાં આવ્યા હતા.

પ્રાયઃ ૩૫ ઉપર ઘરોમાં
પ્રભુ બિરાજમાન થયા હતા.
૩૫થી વધુ ઘર,
ઘરમંદિરનું નામાંકન પામ્યા!

હજારો-હજારો શ્રાવક-શ્રાવિકાઓના અંતરમાં અરિહંત પ્રભુને ઘેર પધરાવવાના મનોરથભાવ જગાડી ગયેલી આ પ્રભુની ઘરમંદિરમાં પધરામણીની ઘડીએ તો કમાલ એ કરી કે, દેરાવાસી ને સ્થાનકવાસીના ભેદ ભૂલી દિવસમાં દસવાર ઘરમાં બિરાજેલા સ્વામીના-પ્રભુના દર્શન કરતા થઈ ગયા. ને વધુ કમાલ તો એ બની કે, જીવન પરિવર્તન ને કંદમૂળ, રાત્રિભોજન આદિ પાપો પર બ્રેક આવી ગઈ ને ઘરનું વાતાવરણ બદલઈ ગયું. આ ઉલાસનો ઉત્સવ એટલો ભવ્ય બન્યો હતો કે, ''દરેક શ્રાવકે ઘરમાં ઘરમંદિર કરવું જ જોઈએ''

એ વિચારોનું બીજારોપણ કરી ગયો.

## ચૈત્યપરિપાટી

ગામે-ગામના યાત્રિકો જોડાયા હોય ને છ'રિ પાલિત સંઘ નીકળે એટલી સંખ્યામાં ચાલતા સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકાઓને જોઈ બધા જ ભાવવિભોર બની નાચવા ને ગીતો ગાવા લાગ્યા હતા. જો કે, ચોમાસુ હતું અને હતી આ ચૈત્યપરિપાટી, જેમાં આખુ'ય હાલોલ ચાલતું હતું. કોઈ ઘર બાકી નો'તું. હાલોલથી પાવાગઢ સુધીની ચૈત્યપરિપાટી હાલોલ માટે ને પાવાગઢ માટે આટલી મોટી પ્રથમવાર હતી. હાલોલની યુવાની આજે રોડ પર ભક્તિનો દરિયો ખેંચી લાવી હતી. ગુરુભક્ત માતુશ્રી શારદાબેન મોહનલાલજી દુગ્ગડ પરિવારે આ જાજરમાન ચૈત્યપરિપાટીનો લાભ લીધો હતો. લાભાર્થીના યુવાન પુત્રો મુકેશ-કિરણ ને અનિલનો હરખ આસમાને


કંકુ છાંટી કંકોતરી
મોકલી...
અદ્વિતીય ચાતુર્માસની
એકમેવ પણ અજોડ
કોન્સેપ્ટ સાથેની
પત્રિકાનો
લેખન
ઉત્સવ



પૂ.ગુરુદેવશ્રી પારો
વાવ નિવાસી-હાલ કતારગામ
**કુ. ક્રિનાલી(ગુડ્ડી)**
પંકજભાઈ પારેખનું
દીક્ષાનું મુહૂર્ત લેતો પરિવાર
દીક્ષા : મહા સુદ ૫, ગુરુવાર
તા. 30-01-2020, સિદ્ધવડ



૨૪ તીર્થંકર તપના તપસ્વીઓને
મરૂદેવા માતા બની પારણુ કરાવતો
**કાંતીલાલજી વિનાયકીયા**
**પરિવાર**



**હાલોલમાં**
**ઉપાસનાનો**
**માહોલ**
દશેરાના સપરમા દિને
**માઁ સરસ્વતીની**
**ઉપાસના**નો માહોલ
બનાવ્યો બાળકોએ...

**શાંતીનગર,**
**મીરા રોડ જૈન સંઘ**
શાંતિસ્ટાર બિલ્ડર્સ આવતા ચોમાસાની વિનંતી કરી રહ્યા છે
**ને અંતે જય બોલાવી રહ્યા છે.**



**દીક્ષાર્થી કુ.પૂજા ઉમેદમલજી રાઠોડ(કુર્લા)**ના
ભદ્રતપની તપયાત્રામાં
માતા-પિતા ને કાકા-કાકી સાથે..



હાલોલની યુવાની
**આદિ સંભવ ભક્તિ મંડળ**માં
એકત્રિત થઈ..







ન્યુ નાકોડા દર્શન સોસા.માં. ગુરુભક્ત

**રજનીશ રમેશભાઈ જૈન પરિવાર** દ્વારા દિકરા-વહુની શિબિરમાં

નિયમ લેતા યુવા-યુવતીઓ, હાલોલ શ્રી સંઘ દ્વારા બહુમાન ને

**શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનો પ્રવેશ ને ચલપ્રતિષ્ઠા**

## હાલોલમાં અઢારિયાનો માહોલ





દિવાળી વેકેશનને **નવકારની અનુજ્ઞાથી** અજવાળી

બાળક-બાળિકાઓએ...







## મુનિવર

હતા ગુણિવર
બન્યા ગણિવર
પૂ.મુનિ શ્રી
હ્રીંકારયશવિજયજી
મ.સા.






"દીધું નામ ને દીધી ગોદ, હવે સંયમનો દેજો બોધ;
કરે છે વિનાયકીયા પરિવાર અનુરોધ"



હાલોલના ભાગ્યવિધાતા
ને હાલોલના સૌપ્રથમ
શિખરબંધી શ્રી
સંભવનાથ
દાદાના
દેરે...

ગુરુમૂર્તિની પ્રતિષ્ઠા કરતા
પૂ.ગુરુદેવશ્રી...



શ્રી સંભવનાથ
જિનાલય નિર્માતા
**ગુરુભક્ત ભણશાલી**
**પરિવારના શિરીષભાઈ-**
**મુકેશભાઈએ**
ગુરુમૂર્તિની પ્રતિષ્ઠાના
આનંદના
કંકુથાપા કર્યા..





લબ્ધિધારી પૂ.દાદાગુરુદેવશ્રી
લબ્ધિસૂરીશ્વરજી મહારાજાની ગુરુમૂર્તિ
પ્રવેશ કરાવતો ગુરુભક્ત
**લક્ષ્મીચંદ રાજમલજી**
**પુનમિયા પરિવાર,**
**બોરડી**

હાલોલના
સૌપ્રથમ ઉપકારી
પૂ.ગુરુદેવશ્રી
વિક્રમસૂરિજી મ.ની
ગુરુમૂર્તિનો પ્રવેશ કરાવતો
ગુરુભક્ત
**સંઘવી કમલાદેવી માંગીલાલજી**
**જીરાવલા પરિવાર, હાલોલ**



હતો. પાવાગઢમાં દાદા શંખેશ્વર પાર્શ્વનાથના જિનાલયે સકલ સંઘની નવકારશી બાદ થયેલા અત્યંત ભવ્ય-રજવાડી ને ઔષધિ ને કેસર આદિ મિશ્રિત સ્નાત્રપૂજાએ તો ઘડીભર દુનિયા ભૂલાવી દીધી હતી. જાણે દાદાના દરબારે ઈન્દ્રો ને દેવો નાચવા ને ભક્તિ કરવા આવ્યા હોય એવું વાતાવરણ બની ગયું. એક જ શબ્દોમાં, આ ચૈત્યપરિપાટીએ હજારોપરાંતના જીવનમાં આત્મશુદ્ધિ અઢળક કરી હશે. બપોરના સ્વામિવાત્સલ્યમાં જવા ભક્તો તૈયાર નહીં એ હદે ભક્તિમાં સૌ ડૂબ્યા. અદ્‌ભૂત ભક્તિભીની, આનંદ ને ઉલ્લાસભરી ચૈત્યપરિપાટીએ લાભાર્થીને અને બીજાને દ'રિ પાલિત સંઘના ભાવના બીજ રોપી દીધા. ગુરુભક્ત દુગ્ગડ પરિવાર તો વારંવાર ભીનો બને અને કહે, રૂપિયો ૧૦૦માં ગયો, સોનામહોરમાં ગયો. ચાતુર્માસમાં સાધર્મિકભક્તિનો લાભ પણ આ જ પરિવારે લીધો હતો.

## મૌનજાપ

દર વર્ષની જેમ આ વર્ષે પૂ.બેન મ.સા. શ્રી વિપુલમાલાશ્રીજી મ.જે ૧૫ દિન મૌન જાપ સાધના કરી હતી. આ વર્ષે પ્રભુ મહાવીરસ્વામીજીના મંત્રજાપ કર્યા હતા. જાપની અનુમોદના-જાપના વધામણા-મહાપૂજા ને ઉમટેલા શ્રી સંઘ સાથે શ્રી ભક્તામર-શક્રસ્તવ અભિષેક બાદ પારણા થયા હતા. સંઘ પ્રમુખ, ટ્રસ્ટીઓ ને ભાઈ-બેનોએ પારણાના ગીતો ગાયા ને પૂ.ગુરુદેવે મૌનજાપ આદિના પારણા કરાવ્યા. દર વર્ષની જેમ આ વર્ષે પણ જાપ દરમ્યાન સ્ફૂરેલી સંવેદનામાં ભાવવિભોર કરી દેતા સ્તવનો રચાયા હતા. જેને પ્રભુ સમક્ષ ગાયા ત્યારે સૌ ડોલીને રડી ઊઠ્યા હતા.

## હાલોલના ભાગ્યવિધાતાના દરબારે

હાલોલમાં સૌપ્રથમ પ્રભુ પધાર્યા ને તે'ય શિખરબંધી જિનાલયમાં. એ પ્રતિષ્ઠા પછી હાલોલનું ભાગ્ય બદલાયું. એ અસંભવને સંભવ કરનારા શ્રી સંભવનાથ દાદાના પરિસરમાં આસો સુદ પાંચમે તપાગચ્છાધિષ્ઠાયક

યાદગાર
## ચૈત્યપરિપાટીનો
અદ્‌ભૂત માહોલ







લાભાર્થી
**ગુરુભક્ત માતુશ્રી શારદાબેન મોહનલાલજી દુગ્ગડ પરિવાર**



ગિરિરાજના કાર્તિક પૂનમના પટ્ટની શોભા





ચાતુર્માસ પરિવર્તનયાત્રા

ચાતુર્માસ પરિવર્તનના લાભાર્થી
**ગુરુભક્ત પિન્ટુભાઈ કાંતીલાલજી વિનાયકીયા**
હૃદય પરિવર્તન કરનારા ગુરુદેવશ્રીને ઊંચકીને હરખાઈ રહ્યા છે...



પાલીતાણામાં
**રાત્રિભોજન ન કરવાનો**
નિયમ લેતો હાલોલ શ્રી સંઘ







દિવાળી ઉત્સવમાં ચાલેલા
ત્રિદિવસીય શ્રી **ભક્તામર**
**મહાપૂજન**ની ઝાંખી

નવા વર્ષે વિક્રમકૃપા માસિકનું
ઉદ્‌ઘાટનનો મોટો ચઢાવો બોલી
ઉદ્‌ઘાટન કરતા ગુરુભક્ત
**મીનાબેન મનોજભાઈ**
**મુલતાનમલજી કોઠારી**
**પરિવાર**





પૂ.ગુરુદેવશ્રીના મુખે
વહેલી સવારે
**બેસતા વર્ષનું**
**મહામાંગલિક** સાંભળવા
ઉમટેલો જનસમુદાય



હાલોલના ભાગ્યવિધાતા
ને હાલોલના સૌપ્રથમ
શિખરબંધી શ્રી
સંભવનાથ
દાદાના
દેરે...

ગુરુમૂર્તિની પ્રતિષ્ઠા કરતા
પૂ.ગુરુદેવશ્રી...



શ્રી સંભવનાથ
જિનાલય નિર્માતા
**ગુરુભક્ત ભણશાલી
પરિવારના શિરીષભાઈ-
મુકેશભાઈએ**
ગુરુમૂર્તિની પ્રતિષ્ઠાના
આનંદના
કંકુથાપા કર્યા..





લબ્ધિધારી પૂ.દાદાગુરુદેવશ્રી
લબ્ધિસૂરીશ્વરજી મહારાજાની ગુરુમૂર્તિ
પ્રવેશ કરાવતો ગુરુભક્ત
**લક્ષ્મીચંદ રાજમલજી
પુનમિયા પરિવાર,
બોરડી**

હાલોલના
સૌપ્રથમ ઉપકારી
પૂ.ગુરુદેવશ્રી
વિક્રમસૂરિજી મ.ની
ગુરુમૂર્તિનો પ્રવેશ કરાવતો
ગુરુભક્ત
**સંઘવી કમલાદેવી માંગીલાલજી
જીરાવલા પરિવાર, હાલોલ**



હતો. પાવાગઢમાં દાદા શંખેશ્વર પાર્શ્વનાથના જિનાલયે સકલ સંઘની નવકારશી બાદ થયેલા અત્યંત ભવ્ય-રજવાડી ને ઔષધિ ને કેસર આદિ મિશ્રિત સ્નાત્રપૂજાએ તો ઘડીભર દુનિયા ભૂલાવી દીધી હતી. જાણે દાદાના દરબારે ઈન્દ્રો ને દેવો નાચવા ને ભક્તિ કરવા આવ્યા હોય એવું વાતાવરણ બની ગયું. એક જ શબ્દોમાં, આ ચૈત્યપરિપાટીએ હજારોપરાંતના જીવનમાં આત્મશુદ્ધિ અઢળક કરી હશે. બપોરના સ્વામિવાત્સલ્યમાં જવા ભક્તો તૈયાર નહીં એ હદે ભક્તિમાં સૌ ડૂબ્યા. અદ્ભૂત ભક્તિભીની, આનંદ ને ઉલ્લાસભરી ચૈત્યપરિપાટીએ લાભાર્થીને અને બીજાને છ'રિ પાલિત સંઘના ભાવના બીજ રોપી દીધા. ગુરુભક્ત દુગ્ગડ પરિવાર તો વારંવાર ભીનો બને અને કહે, રૂપિયો ૧૦૦માં ગયો, સોનામહોરમાં ગયો. ચાતુર્માસમાં સાધર્મિકભક્તિનો લાભ પણ આ જ પરિવારે લીધો હતો.

## મૌનજાપ

દર વર્ષની જેમ આ વર્ષે પૂ.બેન મ.સા. શ્રી વિપુલમાલાશ્રીજી મ.જે ૧૫ દિન મૌન જાપ સાધના કરી હતી. આ વર્ષે પ્રભુ મહાવીરસ્વામીજીના મંત્રજાપ કર્યા હતા. જાપની અનુમોદના-જાપના વધામણા-મહાપૂજા ને ઉમટેલા શ્રી સંઘ સાથે શ્રી ભક્તામર-શક્રસ્તવ અભિષેક બાદ પારણા થયા હતા. સંઘ પ્રમુખ, ટ્રસ્ટીઓ ને ભાઈ-બેનોએ પારણાના ગીતો ગાયા ને પૂ.ગુરુદેવે મૌનજાપ આદિના પારણા કરાવ્યા. દર વર્ષની જેમ આ વર્ષે પણ જાપ દરમ્યાન સ્ફૂરેલી સંવેદનામાં ભાવવિભોર કરી દેતા સ્તવનો રચાયા હતા. જેને પ્રભુ સમક્ષ ગાયા ત્યારે સૌ ડોલીને રડી ઊઠ્યા હતા.

## હાલોલના ભાગ્યવિધાતાના દરબારે

હાલોલમાં સૌપ્રથમ પ્રભુ પધાર્યા ને તે'ય શિખરબંધી જિનાલયમાં. એ પ્રતિષ્ઠા પછી હાલોલનું ભાગ્ય બદલાયું. એ અસંભવને સંભવ કરનારા શ્રી સંભવનાથ દાદાના પરિસરમાં આસો સુદ પાંચમે તપાગચ્છાધિષ્ઠાયક

શ્રી માણિભદ્રવીરનું ભવ્ય પૂજન અનુષ્ઠાન થયું હતું. લાભાર્થી હતા માતુશ્રી મણીબેન મિશ્રીમલજી ધોકા પરિવાર. પરોઢિયે થયેલા આખા પ્રભાવિક આ મહાઅનુષ્ઠાનમાં સંઘ ઉમટ્યો હતો. આવતી સાલના વીરપૂજનના તમામ પ્રાયઃ ચઢાવાઓ ઉલ્લાસભેર અપાઈ ગયા, પ્રભાવના-સંઘપૂજનો સમેત.

## યાદગાર ઓળી

વિશાળ સંખ્યામાં યુવાનો ને યુવતીઓએ, ભાઈ-બહેનોએ.. વિધિ સહિત નવ આયંબિલની આરાધના કરી. રોજે-રોજ અલગ-અલગ પદના વિશિષ્ટ અનુષ્ઠાનોમાં તે-તે વર્ણ પ્રમાણે રંગના પુષ્પો ને મોટા-મોટા ફળો-નૈવેદ્યોથી પાટ-પાટલા ને રંગોળી-ગહુલીઓ ચિત્તાકર્ષક તો ખરા જ, પણ અંતર આત્માને પરમાત્મામય બનાવી જાય એ રીતે તે-તે પદોની સંવેદના-સ્તુતિ-સ્તવના થતા હતા. નવે-નવ દિવસની જિનાલયમાં પ્રગટતી દીપમાલા ને રોશની ને સુગંધનો દરિયો ઊછાળતી ધુમ્રસેરો ને જગમોહન પ્રભુની મનમોહની આંગીઓએ ને ગુરુદેવોની સંગે સંધ્યાભક્તિમાં સમય ને શરીર બંને ભૂલાવી દીધા હતા. ઓળીના લાભાર્થી ઉદારદિલ વિનાયકીયા દીપચંદજી સરેમલજી પરિવાર(નાંદલા-ડીસા-હાલોલ)નો રોજે-રોજનો ઉલ્લાસ, ઉમળકો ને ઉદારતાએ હાલોલમાં ઓળીને ભવ્યતાસભર ને યાદગાર બનાવી દીધી. તો, પૂજ્ય ગુરુદેવશ્રીના અદ્ભૂત, તાત્ત્વિક દરેક પદના વર્ણનોએ એક-એક પદ પ્રત્યે અહોભાવ, બહુમાનભાવ ને સમર્પણભાવ જગાડી દીધો ને જિનશાસન ભવોભવ મળજોની પ્રાર્થના કરાવી દીધી. ને બહેનોમાં પૂ. બેન મ.ના શ્રીપાળ રાજાના રાસે સહુને ભાવિત ને નવપદમય બનાવી દીધા.

## દશેરા ઉત્સવ

હાલોલનું કયું ઘર બચ્યુ હશે કે, જેના બાળક-બાળિકાઓ શ્રુતદેવી માઁ સરસ્વતીના પૂજનમાં આવ્યા નહીં હોય!!! હજારોપરાંતને સમાવી લેતા

પ્રવચન મંડપમાં આજે માત્ર ને માત્ર બાળકોનું સામ્રાજ્ય સ્થપાયું હતું. અદ્ભૂત નવરંગી માંડલું ને વરદા-શારદાની અમી વરસાવતી શ્વેત સુંદર મૂર્તિ ને તાજા-તાજા કમળો ને પુષ્પો ને સુગંધિત વાતાવરણ કરી દેતી ધૂપની ધૂમ્રસેરો વચ્ચે હાલોલનું બચપન પૂજનમાં મસ્ત હતું. ને ચઢાવા પણ બાળક-બાળિકાઓ જ બોલે ને જે ચઢાવા બોલ્યા, એમણે હાલોલની ઉદાર આવતીકાલનો શિલાલેખ લખી દીધો.

## પૂનમના પાલવતલે

શરદ પૂર્ણિમાની રસરઢીયાળી રાતે અમૃત વરસતી ચાંદનીમાં હાલોલની યુવાની ભક્તિમાં દીવાની-મસ્તાની બની ગઈ હતી. વિદ્વદ્વર્ય પૂ.આ.શ્રી ભાગ્યયશસૂરિ મ. આદિ શ્રમણોના સંગે યુવાનોએ શક્રસ્તવનું ગાન અને રસપાન કર્યું હતું. આ ૯ થી ૧૨ સુધી લંબાયેલી ઉત્કૃષ્ટ પ્રભુભક્તિથી, થનગનતા તમામ યુવાનોને પ્રભુ મનગમતા થઈ ગયા હતા.
શ્રી અરિહંતના આર્હંત્યમાં સૌ ભાવિત બની ભીના લોચને, ચઢતી રાતે ચઢતી ભક્તિની ભરતીના સ્પર્શે પાવન ને ધન્ય બની ગયા હતા.

## શિબિર – સમજણનો દીવો

દીકરા-વહુની આ શિબિરે હાલોલના ઘરોમાં સવારને મધુર બનાવી દીધી હતી, એ હદે આ શિબિર સફળ થઈ હતી. અફલાતૂન ન્યુ નાકોડાના વિશાળ પરિસરમાં વિશાળ બિલ્ડીંગના બેઝમેન્ટમાં આ શિબિરનું આયોજન થયું હતું. આ શિબિરના લાભાર્થી હતા, ન્યુ નાકોડા બિલ્ડર્સ-ગુરુભક્ત રજનીશ રમેશભાઈ હસ્તિમલજી જૈન દાંતેવાડિયા પરિવાર(હાલોલ-માંડવલા-મુંબઈ). કલ્પના બહારની સંખ્યામાં યુવાનો સજોડે પધાર્યા હતા. એમની રડતી આંખો, ક્યારેક ઉદાસીથી છવાયેલું મુખ, તો નિશ્ચયભરી દૃઢ સંકલ્પી આંખો.... ઘણું બધું પરિવર્તન કરી ગઈ આ શિબિર.

## દિવાળી-પત્રિકા લેખન

હાલોલના માહોલમાં રંગ ને ઉમંગ ભરી ગયેલ પ્રસંગોને, અવસરોને, ઉપકારોને જાણે નવરંગી પુષ્પાંજલીના વધામણા હોય, એવી દિવાળી મહોત્સવની પત્રિકાના આલેખનનો ભવ્ય કાર્યક્રમ અદ્‌ભૂત ઉલ્લાસ ને ઠાઠમાઠથી થયો હતો. આખું'ય હાલોલ સજીધજીને ઉમટ્યું હતું. તો, દિવાળી પત્રિકા લેખનના જયજિનેન્દ્રના લાભાર્થી શ્રી બાદરમલજી પૂનમચંદજી વિનાયકીયા પરિવારનો ને તેજરાજજી, કેતન, અશ્વિન, અનિલ, કર્તવ્ય, ભાગ્ય, ધ્યાન વિનાયકીયાનો આનંદ તો અનેરો હતો. પત્રિકા લેખન, ઉત્સવથી કમ નો'તું.

## બાળકો-અઢારિયું

બાળકો ને બાળિકાઓએ જે ઉપધાન તપના અઢારિયાની આરાધના કરી છે, જેને લખવા શબ્દો ઓછા પડે, એવા ઉલ્લાસથી, મક્કમતાથી ને મોજથી કરી છે. બાળિકાઓ માટે સ્થાનકવાસી ઉપાશ્રય ને બાળકો માટે મંડપમાં વ્યવસ્થા હતી. પણ.. એ બાંધેલી જગ્યા ડબલ કરવી પડી એ હદે બાળકોએ અઢારિયામાં ઝુકાવ્યું. ૩-૩ પ્રવેશ રાખવા પડ્યા. આખું'ય હાલોલ ને બહારગામથી પધારતા મહેમાનો બધા જ ભાવુક બની જતા હતા. બાળકોની ક્રિયા ને પ્રભુ સ્તવનો સાંભળતા ને વધુમાં આ બાળકોએ એક જ દિવસમાં જ્ઞાનપંચમીના ઉપવાસ સાથે ૫૧-૫૧ કે તેથી વધુ ગાથાઓ પણ કરી ને સૂત્રો કંઠસ્થ કર્યા, અનેક વિધિઓ શીખ્યા.

## મંગલ ચૈત્ય આદિ અનુષ્ઠાન

દર મહિને થતાં મહામંત્ર નવકારના જાપ, શક્રસ્તવ સ્તોત્ર પાઠ, માંગલિક સ્તોત્રો, એમાં ઉમટતો નવસારી, મુંબઈ, સુરત, અંકલેશ્વર આદિ અનેક ગામો ને શહેરોથી પધારતો પુણ્ય માંગલિક પરિવાર, પુણ્યજાપમાં ઉમટેલી જનમેદની

ને હાલોલના જૈન ઘરોના દ્વારે મંગલ ચૈત્યસમા એક અદ્ભૂત અષ્ટમંગલ ને પ્રભુ પ્રતિમા સમેતના ચક્રનું વિશેષ અનુષ્ઠાન પૂજન આ જાપમાં કરવામાં આવ્યું હતું. ઘણા બધા ઘરોના પ્રવેશદ્વારે આ ધર્મચક્રી પ્રભુ સ્થપાયા હતા. દરેક જૈને આ ધર્મચક્રઅષ્ટમંગલ ચૈત્ય ઘરના દ્વારે લગાડવું જ જોઈએ.

## મુમુક્ષુ પૂજાનું પારણું

વિહાર-અભ્યાસ ને આરાધનાઓ સાથે મુમુક્ષુ કુમારી પૂજાએ કરેલા 100 દિવસના દીર્ઘતપ ભદ્રતપનું પારણુ આસો વદ ૧૧ના શુભ દિને ખૂબ જ ઉલાસ સાથે થયું હતું. તપસ્વી પૂજાકુમારીને નાકોડા દર્શનથી વાજતે-ગાજતે સાજન-માજન સાથે રજવાડી બગીમાં વિરાટ લબ્ધિ-વિક્રમ પ્રવચન મંડપમાં લાવવામાં આવ્યા હતા ને તપના ભાવસભર વધામણા સાથે એમને ભદ્રાસન પર બેસાડવામાં આવ્યા હતા. ને તપના ગીતો સાથે માતા-પિતા સરોજબેન ઉમેદમલજી રાઠોડે ને ઉમટેલા પરિવારે ને સકલ સંઘે પારણું કરાવ્યું હતું. પારણા પહેલા પૂ.ગુરુદેવશ્રી તથા મુમુક્ષુના ભાઈ મહારાજ નમનયશવિ.મ., બેન મ., ફોઈ મ. વિજ્ઞાનમાલાશ્રીજી મ. આદિને પૂજાએ ઉલાસ સાથે સુપાત્રદાન કર્યું ને પછી પારણું જય-જયકાર સાથે થયું હતું.

## દિવાળી, ધર્મ દિવાળી બની

આ આશ્ચર્ય આજે'ય લોકોના મુખે અનુમોદના કરાવી રહ્યું છે. ઘણા કહેતા હતા, દિવાળીમાં અમારા હાલોલમાં કોણ હશે ને કોણ પૂજનમાં આવશે.... પણ.. ૩ દિવસ ચાલેલા ભક્તામર પૂજને સૌને સ્તબ્ધ કરી દીધા. હાલોલના યુવાનો-યુવતીઓ ને પરિવારો જાણે પ્રભુના બની ગયા હોય એવું થયું. અઢી કે ત્રણ વાગે પૂરા થતા પૂજનમાં જે ઉલાસ ઉછળતો હતો, તે કમાલ હતો. પૂ.આ. વીરયશસૂરિ મ., પૂ.આ. ભાગ્યયશસૂરિ મ.ના એક-એક ગાથાના વિવેચને, બનેલા એક-એક પ્રસંગોને ને અનુભવોને, એમણે જે રીતે 3 દિવસ

પ્રવચનરૂપે સંભળાવ્યા, તે સાંભળતા સૌ હચમચી જતા હતા. ને ક્યારેક આંખોમાં આંસુ, ક્યારેક આહ! આહ! કરી ઝુકી જતા મસ્તકો ને આ પૂજનના પ્રભાવે હાલોલના ઘરોમાં ભક્તામર કંઠસ્થ કરવાનું ચાલુ થઈ ગયું. અનંત ઉપકારી, વત્સલ, ગીતાર્થ મૂર્ધન્ય, પૂ.ગુરુદેવશ્રી વિક્રમસૂરિ મ.જે આ પૂજનની સંકલના કરી હતી. દસ હજાર જેટલી રક્ષાપોટલીઓ ત્રણે દિવસ એક-એક ગાથાના પૂજનમાં આખુ'ય ભક્તામર બોલીને ઋદ્ધિ મંત્ર સાથે ને અનેક મંત્રોચ્ચારો સાથે વાસક્ષેપથી મંત્રિત કરાઈ હતી. રક્ષાપોટલી ઘણાને બચાવશે, પણ... એકે'ય હવે બચી નથી!

## ઉત્તરાધ્યયન દેશના

પ્રભુના ઉત્તરાધ્યયન સૂત્રનું માલકૌંશ રાગમાં ગુરુ ભગવંતોએ ગાન કર્યું હતું. ને એક-એક શ્લોક પર પૂ.ગુરુદેવે વિવેચન કર્યું હતું. ઉમટેલી સભાએ આંસુઓ સાથે પ્રભુને સાંભળ્યાનો અહેસાસ કર્યો. અદ્ભૂત શ્રવણ આગમનું! સૌ રડ્યા.

## વર્ધમાન વિદ્યા

માત્ર યુવાનો-ભાઈઓ આ અનુષ્ઠાનમાં આવી શકે, એ મર્યાદા સાથેના આ પ્રભાવિક અનુષ્ઠાનમાં સૌ જોડાયા હતા. ભાવસભર, પ્રભાવસભર અનુષ્ઠાને સૌને પ્રભુ વીરમય બનાવી દીધા હતા.

## ગુરુ ગુણાનુવાદ સભા

સદ્ગુરુ એ સાધનાના, સાધનાની પ્રાપ્તિના ને સાધનાની સફળતાના મૂલાધાર છે. અસીમ ઉપકારી, પરમ વત્સલ, સમર્થ ગીતાર્થ મહાપુરુષ, પૂજ્યપાદ ગુરુદેવશ્રી વિક્રમસૂરીશ્વરજી મ.સા.ના પણ નિમિત્તને લઈ હર વર્ષે ઊજવાતા આ દિવાળી મહોત્સવમાં આજે હાલોલના સર્વપ્રથમ ઉપકારી પૂજ્યપાદ ગુરુદેવશ્રીના ગુણાનુવાદના અવસરે સૌ મહાત્માઓએ સ્વગુરુ સંવેદના વ્યક્ત

કરી હતી. ભીની આંખો, ભીના અંતર જેમનું સ્મરણ નિરંતર રાખે છે, એ પૂજ્યપાદ ગુરુદેવશ્રીની અદ્‌ભૂત ગુણગાથાઓ ને જીવનકથન સાંભળી સૌ ભાવુક ને ભીના બની ગયા હતા. સાંજનો ગુરુ વિરહ સંવેદનાનો કાર્યક્રમ, કદાચ કોઈ આંખોનું આકાશ વરસ્યા વગરનું રહ્યું નહીં હોય.

## દિવાલીની રાત-પ્રભુ વીરની વાત

હાલોલના હર હાથોમાં રાત્રે 12:30 કલાકે મધ્યરાત્રિએ રોશનીથી ઝલાહલ દીવા હતા ને આંખોમાં ભીનાશ. પ્રભુ વીર નિર્વાણને ઊજવવા રાત્રે 9:00 થી 12:30 સુધી વીર વિરહની સંવેદનાનો ભાવસભર માહોલ ભક્તહૃદયી નિલેશ રાણાવતે સૌના દિલમાં જગાડી દીધો હતો. 18 ગણરાજા સ્ટેજ પર નિર્વાણી પ્રભુ વીરની આજુ-બાજુ ઉદાસી ધરી બેઠા હતા. હજારોપરાંત આંખો પ્રભુના વિરહમાં પ્રગટેલા નિર્વાણ મહાદિપકને જોઈ ભીની બની વરસી હશે! છેલ્લે હજારો હાથોએ પ્રભુની નિર્વાણ આરતી ઊતારી હતી. એ દશ્ય કદાચ અમીટ ને અમર યાદ બની હાલોલના નગરજનોને હર દિવાળીએ ભીના બનાવી જશે. આ આખો'ય કાર્યક્રમ અદ્‌ભૂત રહ્યો.

## દ્વારોદ્‌ઘાટનનો ચઢાવો

જેમણે સુરતમાં પોતાના દીકરા-દીકરીને ઐતિહાસિક દીક્ષા ઉત્સવ ઊજવ્યો હતો તે ગુરુભક્ત ભરતભાઈ વાઘજીભાઈ વોરા પરિવાર, અસારા-વાવ સમાજે લીધો હતો. પૂજ્ય આચાર્ય ભગવંતોની નિશ્રામાં ઉલ્લાસ સાથે દ્વારોદ્‌ઘાટન થયું હતું.

## બેસતું વર્ષ-શ્રી ગૌતમસ્વામિ મહાપૂજન

સૂરજ ઊગે ન ઊગે એ પહેલા તો હાલોલ આખુ'ય ને ગામ નગરોના ગુરુભક્તો વિરાટ પ્રવચન મંડપમાં ઉમટી પડ્યા હતા. ગુરુમુખે બેસતા વર્ષનું

માંગલિક ખૂબ જ ઉલ્લાસ સાથે ને છેલ્લે તો, શ્રી ગૌતમ ભક્તિ સાથે સૌ મન મૂકીને નાચ્યા હતા. ને આવું નવા વર્ષનું મહામાંગલિક પ્રથમવાર સાંભળ્યું, એવું સૌના મુખે બોલાયું, એવું રાગ-રાગિણી ને અર્થ ને ભાવાર્થ સાથે થયું હતું. દસ વાગે, વર્ષમાં પ્રાયઃ એક જ વાર ભણાવાતું સાધિષ્ઠાયક ગુરુ ગૌતમસ્વામિજીનું પ્રભાવિક ભવ્યાતિભવ્ય મહાપૂજન થયું હતું. બપોર સુધી ચાલેલા આ મહાપૂજનમાં ઉલ્લાસ કલ્પનાતીત હતો. ઉત્કૃષ્ટ સામગ્રી, ઉત્કૃષ્ટ મંત્રોચ્ચાર ને ઉત્કૃષ્ટ ભાવોલ્લાસ સાથે થયું હતું.

## / વિક્રમકૃપા ઉદ્‌ઘાટન /

પૂ.ગુરુદેવશ્રીની અદ્‌ભૂત ચિંતનધારાને જન-જન સુધી પહોંચાડતુ ને પરિવર્તન આણતું વિક્રમકૃપા માસિકના ૩૫માં વર્ષના ત્રીજા અંકના ઉદ્‌ઘાટનનો જાજરમાન ચઢાવો રસાકસીએ પહોંચ્યો હતો. ઉદ્‌ઘાટનનો આદેશ લીધો હતો, ગુરુભક્ત મનોજભાઈ મુલતાનમલજી કોઠારી પરિવારે. ઉદ્‌ઘાટન સમયે હજારો-હજારો હાથો અને આંખોએ ઉદ્‌ઘાટનને વધાવ્યું હતું. અષ્ટમંગલના ચઢાવાના આદેશો સરસ અપાયા હતા.

## / હાલરડું /

હાલરડાનો નવતર કાર્યક્રમ સૌને મુગ્ધ કરી ગયો. ૨૪ તીર્થંકરોના માતા-પિતાનું કર્તવ્ય જે રીતે થયું દરેકની આંખો ભીની-ભીની બની જતી. વારે-વારે નિલેશ રાણાવતે હાલરડામાં સૌને રડાવ્યા, નચાવ્યા ને ભક્તિમાં ડુબાડ્યા. તો... હાલોલના દીક્ષિત થયેલા ને થનારા તમામ યુવાનોના, બહેનોના ને પૂ. ગુરુદેવશ્રીના સાધુ-સાધ્વીજી મ.ના પધારેલા રત્નકુક્ષી માતા-પિતાના બહુમાનનો ભક્તિભીનો કાર્યક્રમ સૌને ભાવનાના આંસુમાં ઝબોળી ગયો.

# ગણિપદવી પ્રસંગ

પ્રસંગ નાનો હતો, પણ ઉલ્લાસે પ્રસંગને મહામહોત્સવ બનાવી દીધો. જાજરમાન ગણિપદવીએ હાલોલમાં જ નહીં, ભારતભરમાં હાલોલનો ડંકો વગાડી દીધો. નવનવા મંડપ, નવનવા આયોજનો, સુંદર ઊજમણા, આબેહુબ રંગોળીઓ, અદ્ભૂત શણગાર, પ્રભુની આંગીઓ, જાજરમાન ગણિપદવી પ્રસંગે આખો'ય મંડપ નવા જ રૂપ રંગે દીપ્યો હતો. પ્રભુના સમવસરણને દૂરદૂરથી મંગાવેલા સુગંધભર્યા નવરંગી પુષ્પોથી ભરી દેવામાં આવ્યું હતું. વિરાટ મંડપમાં અવનવી ગહુંલીઓ ને ગણિ બનતા પૂ.હ્રીંકારયશ વિ.મ.ના રંગોળી ચિત્રે સૌને સ્તબ્ધ કરી દીધા હતા. જાજરમાન, રાજાશાહી પદપ્રદાન પાલખીમાં જ્યારે નૂતન ગણિને પદપ્રદાન અર્થે સૌ નાચતા ને ગાતા ઊંચકીને લાવ્યા, ત્યારે ગામે-ગામથી પધારેલા શ્રી સંઘો, ગુરુભક્તો, પરિવારજનો, સ્વજનોથી ઊભરાયેલો આખો'ય માંડવો હેલે ચઢ્યો. ઘણા બધા સંઘોની આ પદપ્રદાન માટે માંગ હતી. પૂર્વ જન્મના પુણ્યે ને અપૂર્વ ઉદારતાથી આ પદપ્રદાનનો લાભ શ્રી કેતનભાઈ વિનાયકીયા, ચંદાબેન, કર્તવ્ય, ધ્યાન, ભાગ્ય, માતુશ્રી વિમળાબેન તેજરાજજી વિનાયકીયા પરિવારે લીધો હતો. ને પ્રસંગમાં વચ્ચે આદિ સંભવ ગ્રુપે ગણિપદવી વધામણાનું નૃત્ય કર્યું હતું. રાત્રે આદિ સંભવ ગ્રુપે પૂ.ગણિ હ્રીંકારયશવિ.ના ઉપકારોને અનુમોદવા જ જાણે ઐતિહાસિક ડ્રામા કર્યો હતો, જે ડ્રામા એટલો અદ્ભૂત હતો કે થોડા જ દિવસમાં ફરી એ ભજવવો જ પડ્યો. આ ડ્રામાએ શત્રુંજયની પ્રાચીન તળેટી પાવાગઢનો-હાલોલનો ને આખા ચોમાસા આદિનો ઈતિહાસ પ્રદર્શિત કર્યો હતો ને ખાસ આ પ્રસંગે એક પણ બોલી ન બોલાઈ હતી. ને ખાસ પૂ.ગુરુદેવશ્રીની પ્રેરણાથી 7 વર્ષથી ચાલતા શ્રમણ સેવા ગ્રુપમાં સૌએ ઉદારતાથી લાભો લીધા હતા. એક-એક પ્રભાવના પણ અજબ-ગજબ હતી ને ઘેર-ઘેર લાડુની પ્રભાવના ને કેટલાય લાડુમાં સોનાની ગીની-ચાંદીની ગીની મુકી હતી. આ ગણિપદ પ્રસંગ જોઈ સૌ એક જ શબ્દ બોલતા હતા કે આચાર્ય પદવી જ બાકી રહી બાકી ઉદારતા ને ઉલ્લાસ-ઉમંગ ને વ્યવસ્થા તો કમાલ રહી.

## અદ્‌ભૂત જ્ઞાનપંચમી આયોજન

આજે તો હાલોલમાં ફેક્ટરીઓમાં મુહૂર્ત હતા, પણ ગુરુદેવે પ્રવચનમાં એકવાર કહ્યું હતું કે, સંવત્સરી જેવો દિવસ છે જ્ઞાનપંચમી. એને આરંભ-સમારંભોના પાપો કરી ન વિરાધનાનો દિવસ બનાવો. આરાધનાના દિવસને વિરાધનાનો દિવસ ન કરો, ને હાલોલ આ ચોમાસામાં ગુરુનો પડતો બોલ ઝીલતું રહ્યું, ને ક્યારેય ન આવ્યા હોય એટલા યુવાનો ભાઈ-બહેનો સાથે સમૂહ દેવવંદન ને રાત્રે પ્રતિક્રમણ. આશ્ચર્યમાં હતા કે આ દિવસે બધા મુહૂર્ત મૂકી મંદિરમાં ને પરિસરે જ રહ્યાં.

## અઢારિયાનું પારણું

આજે બાળક-બાળિકાઓનો ઉત્સાહ આસમાને હતો. પૂરા હાલોલમાં ચહલ-પહલ હતી. કેમ કે બાળકોને આજે અઢારિયાના પારણા હતા. ઊંચા ચઢાવા સાથે આદેશ અપાયા હતા, જોરદાર પારણા થયા. પૂ. દાદાગુરુદેવ ને પૂ.ગુરુદેવની મૂર્તિઓના અભિષેક તથા પ્રભુની પ્રતિમાના ૧૮ અભિષેક આદિ ઠાઠમાઠથી થયા. બપોરે રજવાડી ઠાઠથી બધા જ બાળકોનો બહુમાન સમારંભ થયો હતો. જેમાં બાળકોનું જોરદાર બહુમાન શ્રી સંઘના શ્રેષ્ઠીઓએ જુદા-જુદા પાંચ ચઢાવા સાથે કર્યું હતું.

## ગુરુ પ્રવેશયાત્રા-તપયાત્રા

હાલોલમાં સૌપ્રથમ આવનારા પરમાત્મા શ્રી સંભવનાથ દાદાના શિખરબંધી જિનાલયમાં જિનાલયની પ્રતિષ્ઠા કરનારા હાલોલના સૌપ્રથમ અસીમ ઉપકારી **પૂ.ગુરુદેવશ્રી વિક્રમસૂરીશ્વરજી** મ.સા.ની તથા પૂજ્યપાદ દાદાગુરુદેવ શ્રી **લબ્ધિસૂરીશ્વરજી** મ.સા.ની ગુરુમૂર્તિની પ્રતિષ્ઠા જિનાલયે હોઈ ગુરુની ભવ્ય શોભાયાત્રા ને બાળતપસ્વીઓની તપયાત્રા બંને સાથે હાલોલના ભાગ્યવિધાતા શ્રી સંભવનાથ દાદાના જિનાલયે ઊતરી હતી. ને અપાર જનમેદનીના

હર્ષોલ્લાસ સાથે આ જિનાલયના નિર્માતા શ્રી પ્રભાબેન બાબુભાઈ ભણશાળી પરિવારના ગુરુભક્ત શીરીષભાઈ ભણશાળી અને મુકેશભાઈ ભણશાળીના હાથે અત્યંત સુંદર આબેહૂબ બંને ગુરુમૂર્તિઓની પ્રતિષ્ઠા થઈ હતી. પ્રતિષ્ઠા બાદ માંગલિકમાં તપાગચ્છના વીર શ્રી માણિભદ્ર યક્ષરાજની, મા પદ્માવતીની ને નાકોડા ભેરૂજીની વાર્ષિક ધજાના ચઢાવા લાખોમાં ગયા હતા.

## ઉપાશ્રય ઉદ્‌ઘાટન

નવી બનેલી બિલ્ડીંગના પટાંગણમાં પ્રવચન થયું હતું. ને વિરાટ સંખ્યામાં ઉમટેલી જનમેદની વચ્ચે દીક્ષાર્થી પૂજાનું બહુમાન ને તમામ કર્મચારીઓને રાજ રેસીડેન્સીના બિલ્ડર ને ગુરુભક્ત શ્રી સુમેરમલજી નેમીચંદજી બાગરેચાએ સન્માન કર્યા હતા. ને બિલ્ડીંગમાં નીચે નાના ઉપાશ્રયનું ઉદ્‌ઘાટન થયું હતું. ચોમાસી ચૌદશની આરાધનામાં યુવાનોએ પ્રતિક્રમણ કર્યા હતા.

## દેવ-ગુરુ ભક્તિ મંડળ સ્થાપના

હાલોલમાં વિહારમાં પધારતા તમામ પૂ.સાધુ-સાધ્વીજી મ.ની સાથે પધારતા મુમુક્ષુઓ માટે, મહેમાનો માટે ઘણા પરિવારોનું આ મંડળ બન્યું છે, જે સૌની સાધર્મિકભક્તિનો લાભ લેશે. આ વ્યવસ્થાએ સંઘને કાયમી નિશ્ચિંત બનાવી દીધો. દરેક સંઘમાં આવું થવું જોઈએ.

## ચાતુર્માસ પરિવર્તન

પ્રથમ જ વાર પધારેલા ને માત્ર ચાર મહિનામાં ગુરુ તરીકે મનમાં વસનારા, ઘરઘરમાં પરિવર્તન લાવનારા ને જીવન પરિવર્તન કરનારા પૂ.ગુરુદેવશ્રીજીના ચાતુર્માસ પરિવર્તન માટે ઘણા ગુરુભક્તોની વિનંતી વચ્ચે ગુરુભક્ત ભાગ્યશાળી બાપુ પરિવારને લાભ મળી ગયો. બાપુ પરિવારના કાંતિભાઈ અને પિન્ટુ વિનાયકીયા આદિનો ઉત્સાહ અજબ-ગજબ હતો. રજવાડી બેન્ડ-બગી અને

મંડળી ને અપાર સાજન-માજન સાથે શરૂ થયેલી ચાતુર્માસ પરિવર્તનયાત્રા ને શેત્રુંજા ગઢના વાસીને યાદ કરતાં-કરતાં અપૂર્વ શણગારેલા દેદીપ્યમાન લાગતા પટ્ટ સન્મુખ થયેલી ભાવયાત્રા, એમાં ગુરુભક્ત નિલેશ રાણાવતની ભક્તિભીની સંવેદના-ગીતો ને સૂર સંગીતે સૌને શત્રુંજયમય બનાવી દીધા હતા. તો, પૂ.ગુરુદેવશ્રીની સંવેદનાએ સૌની આંખોને છલકાવી દીધી હતી. એક-એક સ્તવનોએ, સ્તુતિઓએ, પગલે-પગલે પાલીતાણાનો અહેસાસ કદાચ સૌને અનુભવાયો. ને અચાનક પૂ.ગુરુદેવશ્રીજીએ આ તીર્થની આશાતનાને વર્ણવી ને આખી'ય સભાએ તીર્થમાં રાત્રિભોજન ત્યાગનો નિયમ લઈ લીધો. પગલે-પગલે પૂજન સાથે સકલ સંઘના ગૃહાંગણે પગલા ને ત્યાં ગુરુપૂજનો ને માંગલિક પ્રવચન ચારે-ચાર આચાર્ય ભગવંતોએ ફરમાવ્યું. પૂ.ગુરુદેવશ્રીએ ટકોર કરી, આજે ઘરે આવ્યા, શું વહોરાવશો? ને બંને દીકરાઓને પૂ.ગુરુદેવના સામે મૂકી દીધા, સોંપી દીધા.ને કહ્યું આજથી નિયમ, અંતરાય ના કરીશ... ઊભેલો જનસમૂહ ભીનો બની વંદી પડ્યો. સકલ શ્રી સંઘનું રજવાડી સ્વામિવાત્સલ્ય ને પહેરામણી કરી. ચાતુર્માસ પ્રવેશ ને ચાતુર્માસ પરિવર્તન બંને યાદગાર બની ગયા. ખાસ, આ સમયે શંખેશ્વર મહાતીર્થમાં દાદાના મુખ્ય ગેટની સામે બની રહેલી વિનીત વિહાર સંકુલની નૂતન ધર્મશાળા માટેના રૂમો આદિના લાભો લેવાયા હતા.

## ન્યુ નાકોડામાં પ્રભુ પ્રતિષ્ઠા

ગુરુભક્ત રમેશભાઈ દાંતેવાડિયાની બનેલી બિલ્ડીંગમાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ દાદાની ચલપ્રતિષ્ઠા વાજતે-ગાજતે સકલ શ્રી સંઘ સાથે બગીમાં શોભાયાત્રા સાથે ખૂબ જ ઉલ્લાસથી થઈ હતી. અહીં પ્રભુનું શિખરબંધી જિનાલય નિર્માણની એમની ભાવના છે. મુંબઈ શંખેશ્વરધામ(પુણ્યધામ-કામણ) ચમત્કારી તીર્થમાંથી આ પ્રભુજી હાલોલ આરાધનાર્થે લાવ્યા હતા. હવે, ઐતિહાસિક ઉપધાન-૯૯ યાત્રામાં સિદ્ધવડ(પાલીતાણા-ઘેટીપાગ) પ્રભુ પધારશે.

## આદિ સંભવ ભક્તિ મંડળ

રોજ સાંજે ભક્તિભીની-સંધ્યાભક્તિ ને હાલોલની યુવાની એક સૂત્રમાં ગુંથાઈ જે માલા સ્વરૂપે ''આદિ સંભવ ભક્તિ મંડળ''ના નામે સ્થપાઈ છે, એ ગ્રુપનો અદ્ભૂત ભક્તિ-નૃત્યનો કાર્યક્રમ સૌને ભક્તિમય બનાવી ગયો. હાલોલની રોજની સંધ્યાભક્તિ ને દર શનિવારે નાકોડા દર્શનની સંધ્યાભક્તિમાં સહુને પ્રભુ સાથે વાતો ને ગીતો ગાતા કરી દીધા.

## વિહાર મંગલાર્થે

હાલોલની યુવાની જે નામથી સંગઠિત છે, એ ''આદિ-સંભવ ભક્તિ મંડળ'' દ્વારા જીવન પરિવર્તન કરનારા પૂ.ગુરુભગવંતોના વિહારની મંગલમયતા માટે સ્પેશ્યલ શ્રી બૃહદ્ શાંતિધારા અભિષેકનું આયોજન કર્યું હતું. ખૂબ જ ઉલ્લાસ સાથે તેજસ્વી જિનબિંબ પર અભિષેક કરાયો હતો.

## હાલોલ-વડોદરામાં પુષ્ય

દર મહિને થતા માંગલિક સ્તોત્રપાઠ ને નવકારજાપ ખૂબ સાધનામય રીતે સંપન્ન થયો હતો. હાલોલના પરિવારો પણ પુષ્યમાંગલિક પરિવારમાં જોડાયા હતા. ને અકોટા સંઘ ભેળો થયો હતો. આખો લાભ પરમ વત્સલ અસીમ ઉપકારી પૂ.ગુરુદેવશ્રી વિક્રમસૂરિજી મ. તથા ગુરુભ્રાતા આ.ભ. શ્રી જિનભદ્રસૂરિજી મ.ના સ્વજન છાણીવાળા ગુરુભક્ત શ્રી પુષ્પાબેન કુમુદચંદ્ર શાહ પરિવાર, હ. પુત્ર ધર્મેશભાઈએ ઉદારતાપૂર્વક લીધો હતો. ને બીજે દિવસે પૂજ્યશ્રીનું પ્રવચન થયુ હતું અને ભાવિકોએ ખૂબ લાભ લીધો હતો.

**આગામી પુષ્યનક્ષત્રમાં નવકાર ભાષ્યજાપ**

**માગસર વદ ૩, તા. 15-12-2019, રવિવાર, સવારે 7:29 કલાકે**

**ગિરિરાજ પર રાયણવૃક્ષ તળે**

## વસમી વિદાય

કેટલાય દિવસોથી રડાવી દેતી, ગુરુ વિહારની ગવાતી ગહુંલીઓ ને દિવસોથી પ્રવચનમાં ઊભા થઈ ગુરુઋણ ને મળેલી સમજણ ને બદલાયેલા આચરણને વર્ણવતા રડી પડતા યુવાનો-ભાઈ-બહેનો આજે પૂ.ગુરુદેવે ભરબપોરે વિહાર કર્યો, ત્યારે ધ્રૂસકે-ધ્રૂસકે રડ્યા હતા. બચપન રડતું હતું, યૌવન રડતું હતુ, ઘડપણ રડતું હતું. બધાને એવું ફીલ થતું હતું હતું કે, આપણું કોઈ જઈ રહ્યું છે. બપોરે બે વાગ્યાથી અશ્રુધાર, મંડપ ભીનો બનાવી રહી હતી. પૂ.ગુરુદેવશ્રી પાટ પર પધાર્યા. હજારો-હજારો આંખો આંસુ રોકી ન શકી. પૂ.ગુરુદેવશ્રીએ છેલ્લી હિતશિક્ષા જે આપી, તે કદાચ ચાર મહિનાનો સાર હતો એમ નહીં, સમસ્ત જીવનનું એ ભાથું ને ભોજન હતું. અપાયોનો ઉપાય હતો. મંડપમાંથી ઉપાશ્રયમાં પધારતા તો બધા જ રડતા હતા. પૂ.ગુરુદેવશ્રીને હાલોલની યુવાનીએ જમીન પર પગ મુકવા ન દીધો. પોતાની હથેળીઓમાં જ કાંકરા ને પથરાવાળા રસ્તે એ પગલા ઝીલતા રહ્યાં. આખું'ય હાલોલ આજે ઊમટ્યું હતું. કોઈ આવવામાં બાકી નો'તું, તો કોઈ રડવામાં બાકી નો'તું. વારંવાર પૂ.ગુરુદેવશ્રીએ માંગલિકો સંભળાવ્યા તો'ય કોઈ જવા તૈયાર નહીં. છેલ્લે, પાવાગઢ રોડ પર માંગલિક સંભળાવા ઊંચાસને ઊભા રહ્યાં. તો, આખો'ય રોડ ચક્કાજામ. ચારે બાજુ ફેલાયેલી રડતી જનમેદનીએ હાલોલના અજૈનોને અચંબામાં મૂકી દીધા. એ લોકોના સવાલ હતા કંઈક જુદા, બધાના જવાબ એક જ હતા, અમારા ગુરુદેવ જઈ રહ્યા છે. પણ, એમાં આટલું રડવાનું? એ લોકોના આશ્ચર્યને આરો નો'તો. તો'ય જનમેદની ન ગઈ. છેલ્લે સૂર્યાસ્ત પૂર્વે શ્રી સંભવનાથ દાદાના જિનાલયે માંગલિક સંભળાવ્યું. થોડીકવાર ચૌવિહાર પાણી ચૂકવી પૂજ્ય ગુરુદેવશ્રીએ વિહાર કર્યો, તો'ય ગુરુભક્તો આખો'ય વિહાર ચાલ્યા. હાલોલના ઈતિહાસમાં લખાયું... ચાતુર્માસ પ્રવેશયાત્રા, ચાતુર્માસ પરિવર્તનયાત્રા ને ચાતુર્માસ વિહારયાત્રા-વિદાયયાત્રા અવિસ્મરણીય ને ભીના સંભારણારૂપે હાલોલવાસીઓમાં કાયમી બની જશે.

## મારા પ્રભુજી મારે ઘેર, મારા થઈ ગઈ લીલાલહેર

### ૨૪ તીર્થંકર તપમાં રત્નમય ૨૪ જિનપ્રતિમાઓને ભરાવીને ઘરે પધરાવવાના લાભાર્થી પરિવારો

| | |
|---|---|
| સંઘવી કમળાબેન માંગીલાલજી | જાગીરદાર સુશીલાદેવી જવાનમલજી |
| વિનાયકીયા પ્રભુદેવી ભીમરાજજી | ધોકા મણિબેન જવાનમલજી |
| કોઠારી ગણેશમલજી કસનાજી | કોઠારી શાંતાદેવી જવાનમલજી |
| ટીમરેચા ઘમંડીરામજી મિશ્રીમલજી | સંઘવી બાબુલાલજી માંગીલાલજી |
| સુરાણા શારદાદેવી સાગરમલજી | હુંડિયા અલ્પેશકુમાર જયંતિલાલજી |
| દુગ્ગડ શારદાદેવી મોહનલાલજી | કોઠારી ગંગાદેવી બાદરમલજી |
| તાંતેડ પોપટલાલજી હસ્તિમલજી | સંઘવી અશોકકુમાર પારસમલજી |
| ટીમરેચા બાબુલાલજી મિશ્રીમલજી | સુરાણા સમતાદેવી ચિરાગકુમાર |
| લુંક્કડ મફતલાલજી દીપચંદજી | સંઘવી સુમેરમલ ઉત્તમચંદજી |
| વિનાયકીયા ભરતજી પારસમલજી | વિનાયકીયા ભૂરીદેવી માંગીલાલજી |
| વિનાયકીયા કાંતિલાલજી પુખરાજજી | વિનાયકીયા દિનેશકુમાર અમૃતલાલ |
| શ્રીશ્રીમાલ વિમલચંદજી મિશ્રીમલજી | વિનાયકીયા ખીમરાજજી ભૂરાજી |

## પૂજ્યશ્રીના પગલે.. પગલે...

- તા. 14-12-2019, સિદ્ધવડથી વિરાટ ૯૯ યાત્રા અને ઉપધાન તપ આરાધનાર્થે દેવ-ગુરુ, આયોજક-આરાધક પરિવારનો રાજાશાહી પ્રવેશોત્સવ...
- તા. 15-12-2019, ૯૯ યાત્રા પ્રારંભ... તા. 19-12-2019, ઉપધાન તપ પ્રારંભ...
- તા. 30-12-2019, પૂ.વિનીતમાલાશ્રીજી (બા મ.)ની ૭મી સ્વર્ગતિથિ નિમિત્તે ૯ લાખ નવકાર મહામંત્ર જાપ, ભવ્ય ગુણાનુવાદ...
- તા. 19-01-2020, ગુરુગુણ-સ્પર્શના ઉત્સવ, શ્રદ્ધેય ગુરુદેવશ્રી યશોવર્મસૂરિજી મહારાજા, પૂ.વિપુલમાલાશ્રીજી (બેન મ.)ની ૫૬મી દીક્ષાતિથિની શાનદાર ઊજવણી...
- તા. 30-01-2020, સુરત(વાવપથક) નિવાસી મુમુક્ષુ કીનાલી પંકજભાઈની દીક્ષા...
- તા. 07-02-2020, ઉપધાન તપસ્વીઓનો મોક્ષમાલારોપણ સમારોહ, પૂ.ગણિવર્યશ્રી હ્રીંકારયશવિ.મ.સા.નો પંન્યાસ પદવી મહોત્સવ...
- તા. 08-02-2020, ગિરિરાજની ગોદમાં ૯૯ યાત્રાના સંઘપતિની સંઘમાળ...
- તા. 01-03-2020, શ્રી શંખેશ્વર મહાતીર્થે વિનીત વિહારનું ભૂમિપૂજન-ખનનવિધિ...
- તા. 02-03-2020, શ્રી શંખેશ્વર મહાતીર્થે વિનીત વિહારની શિલાસ્થાપનવિધિ...

પૂ.ગુરુદેવશ્રીનું આગામી ચાતુર્માસ મીરા રોડ-શાંતિનગર મુકામે થશે.

**સુકૃતના સહભાગી**

## ''વિક્રમકૃપા'' અંકના પ્રકાશનમાં જેમનો અમને સહયોગ મળ્યો છે તે અમારા સાથી સંગાથી સ્વજનો...

**આધાર સ્તંભ**

(૧) બરવાળા નિવાસી વ્રજલાલ પોપટલાલ બાબરીયા (સાયન)
(૨) સુમેરપુર(રાજ.) નિવાસી માતુશ્રી શાંતાબેન કેશરીમલજી જૈન પરિવાર (બોરીવલી)
(૩) ધનલા (રાજ.) નિવાસી પ્રવીણભાઈ ચંપાલાલજી પારેખ (વિલેપાર્લી)
(૪) ઈલોલ (ઉ.ગુ.) નિવાસી માતુશ્રી કુસુમબેન કાંતિલાલ શાહ પરિવાર (કાંદીવલી)
(૫) વિજયભાઈ ગાલા (મુલુંડ)
(૬) શ્રીમતી કમલાદેવી નરેશકુમાર જૈન. ભટાર રોડ, સુરત - હ. કવીશ, દીપ, અંકિતા
(૭) માતુશ્રી મફીબેન બાબુલાલજી લાખાણી. પૂરણવાળા - હ. વિપીનભાઈ (બોરીવલી)
(૮) સ્વ. વિદુલાબેન ભાનુકુમાર નેમચંદ મણિલાલ પરિવાર - હ. બેલા ચિંતનકુમાર (સૂરત.)
(૯) ચેતક ડેવલોપર્સ - અ.સૌ. ઉર્વશી હિરેન શાહ - (ગોરેગાંવ)
(૧૦) ચિ. ધારીણીના જન્મદિન નિમિત્તે શ્રીમતી શિલાબેન ચંદ્રકાન્તભાઈ શાહ પરિવાર-પેરેડાઈઝ
(૧૧) સ્વ. પ્રવીણભાઈના સ્મૃતિર્થે માતુશ્રી કામાક્ષીબેન પ્રવીણચંદ્ર છોટાલાલ શાહ.પાર્લા (રાંદેર)
(૧૨) મોહનલાલજી મંગળદાસજી ગોળાવાળા હ. સુભદ્રાબેન છબીલભાઈ વાલકેશ્વર.
(૧૩) માતુશ્રી ઈન્દુબેન શૈલેષભાઈ શાહ હ. શીતલ જય શાહ, કુ. વિશ્વા (મહેસાણા) મીરારોડ
(૧૪) માતુશ્રી નિર્મલાબેન રાજેન્દ્ર ચુનીલાલ રાંકા. હ. પ્રશાંત - રીંકુ - માન - આદિશ્વર. (U.S.A.)
(૧૫) ગુરૂ સંયમ સુવર્ણ વર્ષે શ્રી શાંતિનાથ દાદાની અંજન શલાકા પ્રતિષ્ઠા નિમિત્તે શ્રી ગોપીપુરા જૈન સંઘ (દહાણુ રોડ.)
(૧૬) ખોડ (રાજ.) નિવાસી રાજેશ વાલચંદજી મહેતા (ભાયખલા) અ.સૌ. પ્રીતીબેન, ઉર્વશી, ભવ્યાંશ...
(૧૭) શેઠ શ્રી પ્રવિણચંદ્ર લીલાચંદ શાહ પરિવાર - સુરત.
(૧૮) માતુશ્રી દિવાળીબેન મણિલાલ દેસાઈ પરિવાર હ. જગદીશભાઈ (પાલનપુર) સુરત, મુંબઈ.
(૧૯) કુંભાસણ નિવાસી અ.સૌ. હંસાબેન જવાહરભાઈ પરીખ પરિવાર, મુંબઈ.

---

**સહયોગી**

(૧) જયંતિલાલ મફતલાલ માસ્તર (સુરત)
(૨) રીખવચંદ ત્રિભોવનદાસ દોશી વાવવાળા (સુરત)
(૩) પનાલાલ છોગમલ માલવાડાવાળા (સુરત)
(૪) મણિલાલ રૂપચંદ શાહ માલવાડવાળા (સુરત)
(૫) નાનાલાલ નગીનદાસ વીરવાડીયા (સુરત)
(૬) નરેશભાઈ નેમચંદ શાહ મોટા ભમોદરાવાળા (સુરત)
(૭) બાબુભાઈ પુનમચંદ વિઠોડાવાળા (સુરત)
(૮) મણિલાલ ડાહ્યાલાલ અને બિપીનચંદ્ર ચીમનલાલ શાહ નંદુરબારવાળા (સુરત)

**સાથી સંગાથી**

- સ્વ. માતુશ્રી જયાબેન રસીકભાઈ શાહ. હ. હિતેશભાઈ (ભાવનગરવાળા) મુંબઈ.
- અ.સૌ. રેખાબેન નલીનભાઈ મહેતા દાદરવાળા (સૂરત)
- માતુશ્રી રેણુકાબેન ઈશ્વરલાલ શાહ હ. સમીરભાઈ (કરચેલીયા)
- માતુશ્રી શાંતાબેન કપૂરચંદજી ફાગણીયા (રાજ. મુંડારા) બોરીવલી - નરેશ સ્ટીલ.
- શ્રી ઉર્મિલાબેન પ્રવિણચંદ્ર જીવરાજભાઈ મહેતા (ડી. જે. એન. વાળા) નવસારી.
- અ.સૌ. ચંદ્રિકાબેન કનુભાઈ છોજાલાલ દોશી (ડિયોદર) નવસારી.
- માતુશ્રી સવિતાબેન દિનેશચંદ્ર શાહ હ. ચેતન, નરેશ (જસલેણીવાળા) નવસારી.
- માતુશ્રી વસુમતીબેન પ્રવીણચંદ્ર જોગાણી હ. દિપક, ધનપાલ. (ખીંમતવાળા) નવસારી.
- માતુશ્રી રસીલાબેન વસંતભાઈ ગગલદાસ શાહ હ. ચેતન. (ખીમંતવાળા) નવસારી.
- માતુશ્રી ભાનુમતીબેન જયસુખભાઈ શાહ. હ. મયુર, મનિષ (કચ્છ-રાપર) નવસારી.
- માતુશ્રી નંદુબેન ચીમનલાલ પ્રાગજીભાઈ ગાંધી હ. રાજુ, હિતેશ (કચ્છ-રાપર) નવસારી.
- માતુશ્રી ચંદનબેન જગજીવનદાસ વાણ. હ. જીતુભાઈ (પીલુચા) નવસારી.
- માતુશ્રી સીતાબેન કાંતિલાલ શાહ પરિવાર (અનાવલ વાળા) નવસારી.
- અ.સૌ. ઝરણાબેન મનિષભાઈ નવા. હ. અક્ષર, પ્રિન્સ (નવસારી).
- માતુશ્રી લીલાબેન મહેન્દ્રભાઈ શાહ હ. અંકિત (જાખડીવાલા) નવસારી.
- અરવિંદભાઈ શાંતિલાલ શાહ હારિજવાળા, સુરત.
- માતુશ્રી ધનીબેન છિતુભાઈ દેવાભાઈ પટેલ, પુણા, સુરત.
- આર્ય જીમીત રમેશભાઈ મણિલાલ રૂપાજી શાહ (માલવાડા) સુરત.
- અ.સૌ. ચેતનાબેન નયનભાઈ મનસુખલાલ શાહ (રોનક)સુરત.
- સ્વ. ભાઈ કિરણના આત્મશ્રેયાર્થે - શ્રી સુરજબા ગીરધરલાલ દોશી હ. રાજેશભાઈ (મલાડ.માર્વે રોડ)
- મફતલાલ શીવલાલ શાહ હ. દિનેશભાઈ - વિનોદભાઈ (મહેસાણા)
- અ.સૌ. હિનાબેન પંકજભાઈ કાન્તીલાલ શાહ (સેલવાસ)
- માતુશ્રી શારદાબેન શાંતિલાલ શાહ. (ધાંગધ્રાવાળા) મલાડ.
- સ્વ. માતુશ્રી જાસુદબેન લક્ષ્મીચંદ મહેતા પરિવાર. (રાજેશ-પ્રદીપ-અતુલ) ડીસા-સુરત.
- માતુશ્રી શારદાબેન બાબુલાલ વોરા પરિવાર. હ. મોનાલીબેન અશ્વિનભાઈ (વરાદવાળા) મુંબઈ.
- શ્રી મનુભાઈ શાંતિલાલ ચીમનલાલ મહેતા વાવવાળા (અમદાવાદ)કું. લબ્ધિના માસક્ષમણ નિમિત્તે.
- શ્રી રવિંદ્ર ભોગીલાલજી ઓહરા - સંગમનેર
- શ્રી શોભનાબેન સુધીરભાઈ શાહ - સૂરત
- અ.સૌ. પુષ્પાબેન પ્રવીણભાઈ છાજેડ - ડણસા.

# કથા પ્રસાદી

સગવડના નામે, શોખના ને સ્ટેટસના નામે ઘરો જ્યારે ગામની બહાર કે ઉપર ઉપરના ફ્લોર પર શિફ્ટ થતા જાય છે ત્યારે એક રિક્ષાચાલકની યાદ રાખવા લાયક હિતશિક્ષા.

અમદાવાદમાં રોજે-રોજ બનતી આ ઘટનાના સાક્ષી અમદાવાદીઓ છે. પણ.. એથી'ય આગળ આ ઘટનાના સાક્ષી સ્વયં એક શ્રમણ છે, સાધુ છે.

દેરાસરની આગળ રોજ એક રિક્ષા ઊભી રહે ને એ ખાલી રિક્ષામાંથી ઊતરે રિક્ષા ડ્રાઈવર ને બાજુમાં જઈ કપડા બદલે ને મંદિરમાં આવી પરમાત્માની પૂજા કરે. પૂજાની જોડમાં રિક્ષા ડ્રાઈવરને જોઈ ઘણાને કુતુહલ ને ઘણાને જિજ્ઞાસા જાગે કે આ રિક્ષાવાળો છે કોણ? એક દિવસ, એક મહાત્માએ પૂજાના કપડા બદલી રિક્ષામાં બેસવા જતા રિક્ષાચાલકને પૂછ્યું, તું રોજ પૂજા કરે? હા જી. તો તું રહે છે ક્યાં? સાહેબજી! હું રહું છું અહીંથી 60 કિલોમીટર દૂર. તો તું અમદાવાદ પૂજા માટે રોજ આવે? સાહેબજી! મારું ઘર ગામડે છે. ગુરુ મ. કહે... તું રોજ આટલો દૂરથી આવે છે? ના સાહેબ, હું અઠવાડિયે એક દિવસ ઘરે જાઉં છું. બાકી રહું છું રિક્ષામાં. ગુરુ મ.જે કહ્યું, હું તને અમદાવાદમાં ઘર અપાવી દઉં. રોજ તારે આ જવા આવવાની લમણાઝીંક મટી જાય. **તે વખતે રિક્ષાચાલકનો આજીવન યાદ રાખવા લાયક જવાબ હતો.**

સાહેબજી! જો હું અહીં રહેવા આવી જાઉં તો મારા ગામમાં જૈનના માત્ર બે જ ઘર છે. અહીં મને સુપાત્રદાનનો લાભ ક્યાં મળે? મારો પરિવાર.. વારંવાર મળતા, આ ભવનિસ્તાર કરનારા લાભથી વંચિત રહેવા નથી માંગતો. મને ને મારા પરિવારને સાત દિવસે મળવું મંજૂર છે, પણ આ સુપાત્રદાનનો લાભ છોડવો મંજૂર નથી. સદ્‌ગુરુની આંખે શ્રાવણ-ભાદરવો બેઠો.

**જરાક વિચારજો...**

**મંદિર અને ઉપાશ્રયથી દૂર જતા પહેલા...**

**ઘર લેતા પહેલા..**

**સુપાત્રદાન દૂર જશે ને સંસ્કાર તળિયે જશે!**

If not Delivered Please Return to...
રાજેશભાઈ એલ. મહેતા, A/902, મેપલ લીફ,
વાસ્તુ લક્ઝરિયા પાછળ, VR મોલ પાસે, સુરત.

BOOK PACKET CONTAINING
**PRINTED BOOKS ONLY**
POSTED UNDER CLAUSE
No. 121 & 114(7) OF P. & T. Guide
ONE RUPEE PER 100 GMS.
HENCE NOT TO BE TAXED



Hindi Granth Karyalay, 9, Hira Baug,, C.P.
Tank,
Mumbai,
Maharashtra 400004